(સચિત્ર)

# શ્રી જૈન સોળ સતી ચરિત્ર

સંપાદક: અમૃતલાલ ઓઘડજી.

સુશીલ શ્રાવિકાએ અભ્યાસ કરવા યોગ્ય

સચિત્ર

શીયળ માહાત્મ્ય દર્શક

પ્રાતઃ સ્મરણિય

# શ્રી જૈન સોળ સતી ચરિત્ર

સંપૂર્ણ

તદ્દન નવીન

ઉપદેશાત્મક શૈલીએ સંશોધિત

બીજી આવૃત્તિ



: સંગ્રાહક અને પ્રકાશક :

ભાવનગર નિવાસી

શાહ અમૃતલાલ ઓધવજી

દાદાસાહેબની પોળ

અમદાવાદ.



સંવત ૧૯૯૫ · કિંમત ૧-૮-૦ · સને ૧૯૩૯

મુદ્રક : ધીરજલાલ ટી. શાહ, જ્યોતિ મુદ્રણાલય, જુમામસીદ સામે, અમદાવાદ.

## પ્રાતઃ સ્મરણિય સોળ સતી.

૧ ૨
બ્રાહ્મી ચંદનબાલિકા ભગવતિ,
૩ ૪
રાજેમતિ દ્રૌપદિ;
૫ ૬ ૭
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા,
૮ ૯ ૧૦
સીતા સુભદ્રા, શીવા;
૧૧ ૧૨ ૧૩
કુંતિ શીલવતી નલસ્ય-દયિતા,
૧૪ ૧૫
ચુલા પ્રભાવત્યપિ;
૧૬
પદ્માવત્યપિ સુંદરી દિનમુખે,
કુર્વન્તુ વો મંગલમ.



# નિવેદન

## ( પ્રથમાવૃત્તિ )

આ વસ્તુ છપાઈ ગયા લગભગ બાર મહિના થવા આવ્યા. મૂળ મૅટર પછી નિબંધ, સજ્ઝાય સંગ્રહ, અને સોળ ચિત્રો, એ ત્રણ મુખ્ય અને મહત્ત્વની બાબતો ઉમેરવાના અનુકુળ સમયની રાહ જોતાં આટલો લાંબો કાળ ગયો; છતાં સ્થીતિતો તેવી જ રહી. છેવટે તુર્તમાં તો આટલી પ્રવૃત્તિને પણ પ્રકાશમાં મુકી દેવી ઉચિત ધારી તદનુસાર આ ભુકો નમ્ર નિવેદન સાથે પૂરી કરવામાં આવે છે; આશા તો એટલી આગળ વધે છે કે અનુકુળતા આવ્યા પછી તો આજ પુસ્તકની બીજી આવૃત્તિ આજ વર્ષમાં પ્રગટ કરવી પડશે.

૧૯૯૫ ચૈત્રી પૂર્ણિમા

---

## બીજી આવૃત્તિનો જન્મ !

એક વર્ષના અન્તે પ્રથમ આવૃત્તિની નકલોનો ઉદ્ધાર થવાનો પ્રસંગ આવ્યો. પરન્તુ તેમાં પણ એક વિઘ્ન આવ્યું. શ્રીમાન ગ્રાહકને આ વસ્તુમાં અમુક સુધારા જોઇતા હતા જ; એટલે શકય તેટલા સુધારાને સ્થાન આપી શ્રીમાન્ શ્રેષ્ટીવર્યની ઇચ્છાને બનતે પ્રયત્ને પહોંચી વળવાનો આગ્રહ સેવ્યો છે. પેપરમાં, પ્રીન્ટીંગ પદ્ધતિમાં અને ટાઇપમાં ફેરફાર કર્યો છે, એટલે નવા ફેરફારથી પાંચ ફરમા વધ્યા છે; તે ઉપરાંત આઠ ચિત્રો આપવામાં આવ્યા છે, એટલે પહેલી આવૃત્તિ કરતાં આ બીજી આવૃત્તિમાં એટલો ખરચ વિશેષ કરવામાં આવ્યો છે; છતાં હજુ પણ તેમાં વિશેષ ફેરફાર–વધારાની દેખીતીજ આવશ્યકતા રહી છે, તે અણધારી રીતે જરૂર મળી રહેશે જ. જેમ પહેલી આવૃત્તિના નીકાલ પૂર્વેજ આ દ્વિતિયાવૃત્તિ ઑર્ડરથી જન્મ પામી અને ખપી ગઈ તેમ !

નોંધ:— જ્યોતિ પ્રેસ તરફથી મળેલી ઘણી વિશેષ અનુકૂળતાને લીધે આ પ્રકાશન માત્ર પંદર દિવસમાં જ તૈયાર થઇ શકયું છે.

૧૯૯૫ વૈશાખી પૂર્ણિમા.

# સ્ત્રી ધર્મ

**જનની જણ તો હરિભક્ત કાં દાતા કાં શૂર;**
**નહિતો રહેજે વાંઝણી મત ગુમાવતી નૂર.**

આ આર્યાવર્તમાં–આર્ય રમણીઓના જીવનમાં મહત્વનો કોઇ વિષય હોય તો હિંદુ સ્ત્રીઓનું સતીત્વજ પ્રથમ પદે આવે છે. ભરતખંડનું એ મહાન ભાગ્ય અને ગૌરવ હજુ સુધી બીજા કોઇ પણ દેશે છીનવી લીધું નથી, અને લાગે છે કે બીજી કોઇ પણ પ્રજા આર્યરમણીની શુદ્ધ પંક્તિમાં બેસી શકે તેટલી નિર્મળતા પ્રાપ્ત કરી શકશે પણ નહિ જ. આ વિષયને વધારે ઝીણવટથી સમજવા માટે જૈન ધર્મ–તેમાંની કથાઓ–વિશેષે કરી સતીઓના જીવન ચરિત્રો અવશ્ય વંચાવા જોઇએ છે. જેટલી ઝીણવટથી શીયળ સંબંધી છણાવટ જૈન ધર્મે કરી છે તેટલી અન્ય કોઇ પણ ધર્મે નથી જ કરી. મનુષ્ય જીવન જેટલું ચારિત્ર્યની શ્રેષ્ટતાથી દીપે છે તેટલું બીજી કોઇ પણ જરૂરીયાતને તે સ્થાને મુકી ચલાવી શકાશે નહિ. ચારિત્ર્યમાં મુખ્ય મહત્વની વસ્તુ શીયળ જ છે; પાત્ર ભલેને પુરૂષ હો કે સ્ત્રી હો. પુરૂષ જીવનની મહત્તા પણ તેના પરજ અવલંબે છે. પણ અત્ર તો સ્ત્રી પાત્રની જ કથાઓ છે, માટે પુરૂષ સંબંધી વાદ કે વાત અસ્થાને છે; અલબત્ત પુરૂષ કલંક દશ્યમાન નથી થતું, જ્યારે સ્ત્રી કલંક દશ્યમાન થાય છે, છતાં ઘણાં કારણોને લઇને ભૂમિની પવિત્રતા વિશેષ જરૂરની છે તે દુર્લક્ષ કરવા જેવું નથી, તેથી વર્તમાન સમયના પ્રવાહમાં સમાનતા મહી બેસવા જતાં શ્રેષ્ટતાનું બિરૂદ સરિ ન જાય તેવી સાવધાનીથી જ જીવવાની જરૂર છે. "તું ધોબી થઇશ તો ભલે હું ધોબણ રહીશ," એમ ન થવું જોઇએ. "રામનો જમાનો ગયો તો હવે સીતાનો જમાનો શાનો હોય?" એમ કહી મન મનાવવાથી કંઇ જ લાભ નથી. બગડવું સહેલું છે, નિર્મળ રહેવું મુશ્કેલ છે, નિર્મળતાને સમજવી અને ગ્રહણ કરવી તે દીર્ઘસૂત્રીઓને ધર્મ છે. સામાના પતન તરફ દ્રષ્ટિ રાખવાથી સ્વકલ્યાણ ચુકાય છે, એમ ન થવું જોઇએ. પોતાનાજ માર્ગ અને ધર્મ પ્રતિ લક્ષ આપવાની જરૂર છે. સુજ્ઞેષુ કિંબહુના.



# પ્રશસ્તિ

મુંબઈમાં પોતાની પેઢી જમાવી રહેલા કચ્છ-મુંદ્રા નિવાસી શ્રી પદમશી પ્રેમજી ઝવેરીએ—પોતાના સરળ ધર્મપ્રેમી પત્નિશ્રીની યાદગીરી નિમિત્તે આ સ્ત્રી ઉપયોગી ધાર્મિક પુસ્તકની યોગ્ય કદર કરી લ્હાણી કરવા પ્રાણ આવૃત્તિ ખરીદી લઈ ખાસ ઉત્તેજન આપ્યું છે, તે બદલ હું તેઓશ્રીનો આભાર માનુ છું. ટુંક સમયના પરિચયથી મને જણાયું છે કે તેઓશ્રી સ્ત્રી ઉપયોગી ધાર્મિક કેલવણીના ખાસ હિમાયતી છે. આ રીતે તેઓનું જીવન બીજાઓને દૃષ્ટાંત રૂપ થઈ પડે એવું છે. તેમનું અનુકરણ કરવાથી પોતાનો અને સમાજનો સંસાર સુંદર બની શકે છે, અને સાથે ધર્મ પામવા પમાડવાનો લાભ પણ મળે છે.

પ્રકાશક.

## શ્રી. પદમશી પ્રેમજી ઝવેરીના ધર્મપત્નિ
## અ. સૌ. સ્વ. બ્હેન ઝવેર બ્હેન



જન્મ : સંવત ૧૯૬૦.

દેહોત્સર્ગ : સંવત ૧૯૮૫.

Lakshmi Art, Bombay. 8

# પતિવૃત્ત પાલન અને બ્રહ્મચર્યવૃત્ત



ચાર આશ્રમમાંના ગ્રહસ્થાશ્રમને વિષે સ્ત્રી-ધર્મનું મહત્વ ફક્ત પતિવૃત્ત પરિપાલનમાંજ રહેલું છે, હૃદયની નિર્મળતા સાથે દેહની પવિત્રતાની આવશ્યકતા સર્વ ધર્મોમાં એક સરખી રીતે સ્વિકારવામાં આવી છે. દેહની કુદરતી લાગણી સર્વ પ્રાણીઓમાં એક સરખી રહેલી છે. મનુષ્ય પ્રાણીમાં જ્ઞાન પિપાસા-જીજ્ઞાસા વૃત્તિ એક વિશેષ પ્રકારે છે.

**आहार निद्रा भय मैथुनं च, सामान्यमेतत् पशुभिर्नराणाम्;**
**धर्मोहितेशामधिको विशेषो, धर्मेण हीना: पशुभी : समाना : ॥**

એ ધર્મ, જ્ઞાન વિના પામી શકાતો નથી. એટલે મ્હારા અધિનમત મુજબ ધર્મ પામવાનું જે મુખ્ય સાધન તે માત્ર જ્ઞાન છે અને તે જ્ઞાન માત્ર મનુષ્ય પ્રાણીનેજ લભ્ય છે જે જ્ઞાન આપણને સ્વતંત્ર વિચાર શક્તિ આપે છે તેજ જ્ઞાન આપણને સાથો સાથ સ્વતંત્રતા અને સ્વચ્છંદતામાં રહેલા ભેદનું પૂર્ણ ભાન પણ કરાવેજ છે. તેજ રીતે ધર્મ પણ બે પ્રકારના છે. સામાન્ય ધર્મ-વ્યવહાર ધર્મ-સમાજે માન્ય કરેલો-નક્કી કરેલો કે જે પળાતો હોય તે. બીજો વિશિષ્ટ ધર્મ-ઈષ્ટ દેવોએ પ્રરૂપી જન્મ સાથે બક્ષિસ કરેલો હોય તે. ગૃહસ્થાશ્રમમાં રહેલા પ્રાણીઓને વ્યવહાર ધર્મ મુખ્યત્વે પાળવો પડે છે; જ્યારે સન્યાસીઓ માટે તો ફક્ત વિશિષ્ટ ધર્મજ એક આશ્રયરૂપે રહેલો છે.

દેહધારી પ્રાણી [ મનુષ્ય ] ચારે પ્રકારના આશ્રમ પાળીનેજ મૃત્યુ પામે એવું સદા સર્વત્ર બનેજ એમ ચોક્કસ નથી હોતું. અકાળે પણ મૃત્યુ તો આવવાનો સંભવ છે જ. ગૃહસ્થાશ્રમ પાળવાના સમય દરમિયાન સ્ત્રી યા પુરૂષના મૃત્યુથી બીજાને વૈધવ્ય પ્રાપ્ત થાય ત્યારે જીવંત રહેલા પ્રાણીએ ( મનુષ્યે ) દેહની નિર્મળતા સંરક્ષવા માટે ફરી લગ્ન કરવાની આવશ્યકતા રહેતીજ નથી. આ નિયમ સમાજે ( લોક વ્યવહારે ) નક્કી કરેલો અને સર્વ કોમમાં એક સરખો ચાલતો આવેલો સ્વિકારાયલો છે; પછી ભલે તે જીવંત રહેલું પ્રાણી માત્ર સ્ત્રી હો કે પુરૂષ હોય ! તેનું નામ એક પતિવૃત્ત અને એક પત્નિવૃત્ત. દષ્ટાન્ત રૂપે પુરૂષ તરીકે તેનું નામ રામ અને સ્ત્રી તરીકે તેનું નામ સીતા ! આ વ્યવહાર ધર્મ પરિપાલનમાં બન્ને નર યા નારીજાતને માટે સરખીજ નિર્મળતાનો નિયમ સ્વિકારાયલો

છે; ભલે વર્તમાન સમયે પુરૂષજાત તેનું અધિક અધિક પણે ખંડન કરે છે છતાં! નિર્મળતાનું ખંડન થાય છતાં તે આવકારદાયક તો નથીજ. સીતા સમ પવિત્રતાના અભાવે રામે પોતાની નિર્મળતા છાંડવાની સલાહ યોગ્ય નથી, તેજ રીતે રામ સમ નિર્મળ પૌરૂષત્વના અભાવે સીતા સમ સ્ત્રી પાત્રે ગંદા જળથી પોતાનો દેહ રગડવાની કોઇજ સલાહ નજ આપે.

પતિવ્રત્ત પાળવામાં તાબેદારી ઉઠાવવી પડેજ છે; જ્યારે તદ્દન સ્વતંત્રતા વાંચ્છુ સ્ત્રી વર્ગને માટે અખંડ બ્રહ્મચર્ય પાલનમાં તો કોઇની પણ તાબેદારી રહેલી નથી. બાળપણુથીજ શ્રેષ્ટતમ માર્ગે વિચરવાની અભિલાષાવાળી સ્ત્રીઓ માટે તો આજ ઉત્તમ સાધન છે. ગૃહસ્થાશ્રમ જેનું ખંડિત થયેલું છે, તેવી સ્ત્રીઓ માટે પણ તેજ માર્ગ ઇષ્ટ છે.

સ્વતંત્રતા મેળવવા જતાં સ્વચ્છંદતાના માર્ગે ન વહી જવાય તે ખાસ લક્ષમાં લેવાનું છે. પૂર્ણ જ્ઞાન વડે કરીને અને સ્વતંત્ર વિચાર શક્તિએ કરીને, વિશિષ્ટ ધર્મના નિયમો મુજબ નિર્મળ જીવન વહન કરવા માટે સમયને પણ લક્ષમાં લેવો જોઇએ છે. શરીરની સ્વતંત્રતા શરીર બળ વિના સ્વચ્છંદતાનોજ માર્ગ ગ્રહણ કરાવશે; જે પરિણામે દુખદાયી થઇ પડવાનો. દેહની સ્થીતિને અનુસરીનેજ દેહ ધર્મ સમજવાની જરૂર છે. તાત્પર્ય એ છે કે 'સ્વતંત્રતા' એ શબ્દ 'યોગ્યતા' પ્રાપ્તિ વિના ભુજંગ સમ ભયંકર છે; એને સમજવા માટે અનુભવીઓના જ્ઞાનની સહાયની આવશ્યકતા રહેલો છેજ. એ અનુભવી વર્ગ એટલે જ્ઞાની ગુરૂ. કોઇપણ પ્રકારના સ્વાર્થ સિવાય જે જીવન માર્ગ સુચન કરી શકે તેજ જ્ઞાની ગુરૂ. અહીં તેનો ' અનુભવિ વડિલ વર્ગ ' ની સંજ્ઞા વડે નિર્દેષ કર્યો છે; અને તેઓજ વિશેષ રક્ષણ કરી શકે અને સલાહ આપી શકે એવો સંભવ છે.

આ પુસ્તકમાં બ્રહ્મચર્યનેજ વિશેષ મહત્વ આપવામાં આવ્યું છે; અને સન્યસ્ત આશ્રમની મહત્તા સર્વત્ર સર્વ કાળે એક સરખીજ સર્વ ધર્મોમાં સ્વિકારવામાં આવેલી છે જ; તે સન્યસ્તના મૂળમાં જ સંસાર ત્યાગ તો પ્રથમ પદેજ હોય એ કુદરતી જ છે. સંસાર ત્યાગ એટલે બ્રહ્મચર્ય પાલનની શરૂઆત. તેમાં વૈરાગ્ય સ્વભાવિક જ રહેલો છે. સ્ત્રીઓને પોતાના ધર્મના રક્ષણ અર્થે અનેક પ્રકારના શિક્ષણ સાથે આવા પ્રકારના ધાર્મિક કથા ગ્રન્થોનું વાંચન સમય પરત્વે ખાસ જરૂરનું છે. સુજ્ઞેષુ કિંબહુના !



# અનુક્રમણિકા.


| કથાંક | નામ નિર્દેશ. | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | બ્રાહ્મી, સુંદરી | ૧ |
| ૨ | ચંદનબાળા | ૯ |
| ૩ | રાજિમતી. | ૨૧ |
| ૪ | દ્રૌપદી | ૩૧ |
| ૫ | કૌશલ્યા | ૪૧ |
| ૬ | મૃગાવતી | ૪૯ |
| ૭ | સુલસા. | ૬૧ |
| ૮ | સીતાજી | ૭૭ |
| ૯ | સુભદ્રા. | ૮૭ |
| ૧૦ | શીવાસતી | ૧૦૩ |
| ૧૧ | કુંતાજી | ૧૦૫ |
| ૧૨ | શીળવતી | ૧૧૩ |
| ૧૩ | દમયંતી | ૧૨૯ |
| ૧૪ | પુષ્પચુલા | ૧૪૯ |
| ૧૫ | પ્રભાવતા | ૧૫૩ |
| ૧૬ | પદ્માવતી | ૧૫૫ |
| | સમાપ્તિ | ૧૫૬ |
| | ટાઇટલ આદિ | ૪ |
| | પ્રસ્તાવનાદિ | ૪ |

# બ્રાહ્મી અને સુંદરી

**તપ જપ શુદ્ધ શિયળ આદિ પાળનાર માણસ સર્વ કર્મ ક્ષય કરીને બ્રાહ્મી અને સુંદરીની પેઠે મોક્ષ પ્રાપ્ત કરે છે.**

પવિત્ર આર્યવર્તના દક્ષિણ ભરત ક્ષેત્રમાં **અયોધ્યા** નગરીમાં ત્રીજા આરાના અંતમાં સાતમા કુલકર નાભિરાજાના કુળદીપક જગદ્‌ગુરૂ શ્રી ઋષભદેવજી આદિરાજા રાજ્ય કરતા હતા. તેને સકળ ગુણસંપન્ન બે રાણીઓ હતી. એકનું નામ સુમંગળા અને બીજીનું નામ સુનંદા.

એક વેળા રાત્રિના ચોથા પહોરના પાછલા ભાગમાં સુમંગલા રાણીએ ચૌદ મોટાં સ્વપ્ન દીઠાં. એ ચૌદ મહાસ્વપ્ન જોઈ જાગ્રત થઈ; તે સ્વપ્ન પતિને કહી સંભળાવ્યાં; પતિના મુખથી તેનો પૂરતો ખુલાસો મેળવી ચક્રવર્તી પદ ધરનાર પુત્ર થશે' એવો નિર્ણય કરી ગર્ભધાન સમયે જીવન નિર્ગમન માટે નિયમો નક્કી કર્યા.

વૈદકશાસ્ત્ર કહે છે કે–ગર્ભવતી સ્ત્રીઓએ અતિશય ગરમ, ઠંડું, ગરમ મસાલાવાળું, તીખું, ખારૂં, ખાટું, ગળ્યું, ભારે અને પાતળું ભોજન ઉપયોગમાં ન લેવું જોઇએ. વળી ઘણું હસવું, બોલવું, સુવું, જાગવું, હરવું ફરવું ને વાહન ઉપર બેસી શરીરને તકલીફ પડે તેમ જવું આવવું, વધારે પડતું ખાવું, વારંવાર અંજન આંજવું, થાક લાગે તેવાં કામ કરવાં, અયોગ્ય નાટક ચેટક જોવાં અને પ્રતિકુળ રમ્મત ગમ્મત કરવાથી ગર્ભ

ખામી ભરેલો નિવડે છે. ગર્ભવતી સ્ત્રીઓએ પોતાના તન–મનને કંટાળો ન આવે તેટલો સમય નીતિનાં ને બોધદાયક જીવન ચરિત્રોના પુસ્તકો વાંચવા, સાદો, મનપસંદ ને ગર્ભને પુષ્ટિ આપનારો ખોરાક લેવો; ધર્મધ્યાન, દયા, દાન, સત્ય વગેરેમાં રૂચિ રાખવી; અંગ ઉપર સ્વચ્છ વસ્ત્રો પહેરવાં, મનમાં ઉત્તમ વિચારો ને સંકલ્પો કરવા, જેથી ગર્ભ ઉપર ઉત્તમ અસર થાય, અને શ્રેષ્ઠ સંસ્કારોનું બીજ રોપાય; કારણ કે બાળકને સદ્‌ગુણી કે દુર્ગુણી બનાવવો એ માતાનાજ હાથમાં છે.

સુમંગળા દેવીએ ઉપર પ્રમાણેના નિયમો પાળી પોતાના ગર્ભને શ્રેષ્ઠ બનાવવાનું લક્ષ રાખ્યું. જ્યારે ગર્ભમર્યાદા પૂરી થઇ ત્યારે શુભ સમયે સુખ સમાધિ સહિત પુત્ર પુત્રીના જોડલાને જન્મ આપ્યો.

સુનંદા રાણીએ પણ ઉપર કહી બતાવેલાં ચૌદ સ્વપ્નમાંથી ફક્ત ચાર સ્વપ્ન દીઠાં, અને તે સ્વપ્નના પ્રભાવથી ગર્ભકાળ પૂર્ણ થતાં પુત્ર પુત્રીના જોડલાને જન્મ આપ્યો. એ પછી અનુક્રમે સુમંગળાએ ઓગણપચાસ પુત્રનાં જોડલાને જન્મ આપ્યો. એમ આદિરાજાને સો પુત્ર ને બે પુત્રી થયાં.

શ્રી ઋષભદેવ પ્રભુને ઇંદ્રે રાજ્યાભિષેક કર્યો; કેમકે તે વખતનાં ભદ્રિક યુગલિયા લોકવ્યવહાર વગેરેથી તદ્દન અજાણ્યાં હતાં. તેથી ઇંદ્રને રાજ્યાભિષેક કરવાની ફરજ પડી હતી. આદીશ્વર પ્રભુએ રાજ્યાસન પર બિરાજમાન થઇ તે જુગલિયાઓને લોક વ્યવહાર સમજાવ્યો.

સુમંગળા દેવીએ પહેલું જોડલું પ્રસવ્યું, તેમાં પુત્રનું નામ **ભરતકુમાર** અને પુત્રીનું નામ **બ્રાહ્મી** પાડયું. તેમજ સુનંદાદેવીએ જે જોડલું પ્રસવ્યું, તેમાં પુત્રનું નામ **બાહુબળી** અને પુત્રીનું નામ **સુંદરી** પાડયું હતું.

પુત્ર પુત્રીઓ જ્યારે કળા શિખવા લાયક ઉમરનાં થયાં ત્યારે પિતા ઋષભદેવજીએ પાટવીકુમાર ભરતને સો જાતની

શિલ્પકળા, બ્રાહ્મીને અઢાર જાતની લેખનકળા, અને સુંદરીને ગણિતવિદ્યા શીખવી; એટલે ભરતને પુરૂષની બહોંતેર કળાઓ શીખવી અને બ્રાહ્મીને સ્ત્રીની ચોસઠ કળાઓ શીખવી. લાખ પૂર્વ આયુષ્યને અંતે શ્રી ઋષભદેવજીએ ભરતકુમારને રાજ્યાભિષેક કરી રાજ્યભાર સોંપ્યો. તેમજ બાહુબળી વગેરે નવાણું પુત્રોને પણ જુદા જુદા દેશોનાં રાજ્યો આપ્યાં.

લોકાંતિક દેવોના કહેવાથી દીક્ષા સમય નજીક આવ્યો જાણી આદિનાથ પ્રભુએ એક વર્ષ સુધી દાન દેવાનું શરૂ કર્યું, પછી દીક્ષા અંગીકાર કરી. એક વર્ષની મુદતનો લાભાંતરાય ભોગવી કર્મક્ષય કરી વડના ઝાડ હેઠળ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. તે વેળાએ ચોસઠ ઇંદ્રો તથા બીજા દેવોએ સમવસરણની રચના કરી. તે ત્રિગઢ મધ્યના ધર્માસન ઉપર આદિપ્રભુએ પહેલવહેલી ધર્મદેશનાની પ્રણાલિકા શરૂ કરી. એ વેળાએ બાર પર્ષદા પૈકીની મનુષ્યની પર્ષદામાં બેઠેલા ભરતરાજાના પાંચસો પુત્રો તથા સાતસો પૌત્રોએ વૈરાગ્ય પામી પ્રભુના હાથે મહાવ્રત અંગીકાર કર્યાં.

બ્રાહ્મીને વૈરાગ્યનો રંગ લાગતાં દીક્ષા ગ્રહણ કરવાની મરજી થઇ; ભરતરાજાની પરવાનગી મળે તોજ તેણીનાથી દીક્ષા લઇ શકાય એમ હતું. તે વખતના યુગલ ધર્મ મુજબ જે જોડલું જન્મ્યું હોય તેમાંનાં પુત્ર પુત્રી તેજ વર કન્યા ગણાય. આમ હોઇ ભરતરાજા પોતાની સાથે જન્મેલી બ્રાહ્મીને માટે હકદાર હતા. એટલે તે તેને રજા ન આપે ત્યાં સુધી બ્રાહ્મી દીક્ષા લઇ શકે એમ નહોતું. તેથી બ્રાહ્મીએ વ્રત લેવા દેવા ભરતપ્રભુને વિનંતિ કરી; પૂર્વ પુણ્યોદયના યોગે તેમ કરવાની ભરતજીએ રજા આપી; એટલે બ્રાહ્મીએ તુરત દીક્ષા લઈ લીધી.

બ્રાહ્મીને દીક્ષિત જોઈ સુંદરીને પણ સંસાર ત્યાગની ઇચ્છા થઇ; ઉપરના નિયમ મુજબ સુંદરી ઉપર બાહુબળીનો હક્ક હતો, બાહુબળીની તેને રજા તો મળી, [illegible]

કર્મના ઉદયથી દીક્ષા લેતાં ભરતજીએ અટકાવી. કારણકે બ્રાહ્મીએ દીક્ષા લીધી અને સુંદરી પણ દીક્ષા લઇ લે તો પછી સ્ત્રીરત્ન બનાવે એવી બીજી કોઇ સદ્દગુણ સંપન્ન સ્ત્રી ન હતી; માટે સ્ત્રીરત્ન કરવાની ઇચ્છાએ દીક્ષા અંગીકાર કરતાં મના કરી. વડીલની અનુમતિ નહી મળવાથી સુંદરીને નિરૂપાયે ગૃહસ્થાવાસમાં રહેવાની જરૂર પડી.

સુંદરીએ વિચાર્યું કે–" હું કોઇ એવો ઉપાય કરૂં કે મને ભરતજી પોતેજ સ્ત્રીરત્ન થવા માટે ના કહે. મારૂં સૌંદર્ય એજ મારા વિચારોને આડે આવનાર છે. માટે એ રૂપને નષ્ટ કરવું એજ યોગ્ય છે; રૂપ નષ્ટ થયું કે ભરતજી એની મેળેજ સ્ત્રીરત્ન થવા ના કહેશે. એ રૂપનો નાશ કરવા તપ કરવો યોગ્ય છે, કે જેથી ધાર્યું સિદ્ધ થાય." એમ વિચારી પોતાની ધારણાને અમલમાં મૂકવાની તક ખોળવા લાગી. થોડાજ સમય પછી ભરતજી દિગ્વિજય કરવા–છ ખંડ સાધવા નીકળ્યા; છ ખંડ સાધતાં સાઠ હજાર વર્ષ વહી ગયાં. આ સમયનો લાભ લઇ સુંદરીએ છએ વિગય–એટલે દુધ, દહીં ઘી, તેલ, ગોળ અને ખાંડનો ત્યાગ કરી દીધો. મતલબ કે સાઠ હજાર વર્ષ લગી આંબિલનો તપ કર્યો.

શરીરનો તો એ ધર્મ છે કે, જ્યાંસુધી એને પુષ્ટિ કરનારા પદાર્થો મળે ત્યાં સુધી રૂષ્ટપુષ્ટ રહે છે; પણ એવા પદાર્થો મળતા બંધ થયા કે તે કરમાઇ જાય છે; તેમાં પણ સુંદરીના શરીરને તો થોડાં ને ઘણાં સાઠ હજાર વર્ષ એવો આહાર ન મળ્યો. એટલે પછી તેણીનું શરીર કેવું કરમાઇ ગયું હશે ? ફક્ત 'હાડપિંજર'–ચામડીથી મઢેલું જ રહ્યું હોવું જોઇએ.

ભરત મહારાજા છ ખંડ સાધી પાછા ફર્યા ત્યારે દિગ્વિજયી રાજરાજેશ્વર ભરત મહારાજાએ નમિ અને વિનમીની બહેનને સ્ત્રીના પૂર્ણ શુભ લક્ષણોયુક્ત જોઇને સ્ત્રીરત્ન બનાવી. ભરત રાજેંદ્ર સ્ત્રીરત્ન સહિત અયોધ્યા આવી પહોંચ્યા. સુંદરીને નિહાળી તો તેણીના શરીરની દશા ક્ષામ પડવાથી પોચણાની

દશા થાય તેવી થઇ ગયેલી જોઈ; એવી વીરૂપ સુંદરીને દેખી સેવકોને ખેદ અને આશ્ચર્ય સાથે પૂછયું કે:—

"શું મારા કોઠારમાં અનાજની તંગી પડી છે? શું પૃથ્વી રસ કસ વગરની થઇ અનાજનો જથ્થો પેદા કરી શકતી નથી? શું સુંદરીની મરજી મુજબ ખાનપાન આપી શકાયા નથી? શું રસોઇ બનતીજ નથી? અથવા તેને ક્લેશ થઇ આવે એવું વર્તન કોઈએ કર્યું કે કોઇ ભારે વ્યાધિ થતાં આમ બન્યું છે? જો એમ ન હોય તો સુંદરીની શરીર સંપત્તિ ક્ષીણ શાથી થઇ?

ભરતેશ્વરનું આવું બોલવું સાંભળી સેવકોએ જણાવ્યું કે— "રાજેંદ્રમણિ! આપના રાજમહેલમાં કલ્પવૃક્ષની પેઠે સકળ વસ્તુ ઇચ્છા કરતાં નજર આગળ હાજર થાય છે ત્યાં શી વાતની તંગી હોય? પરન્તુ આપ ભૂપાળ ચૂડામણી દિગ્વિજય કરવા પધાર્યા ત્યારથી શ્રીમતી સુંદરીએ આંબિલનો તપ આદર્યો, જેથી શરીરની આ દશા થઇ છે. અમોએ અતિ આગ્રહ પૂર્વક વિગય વાપરવા પુષ્કળ આજીજી કરી હતી.

સેવકોનું કથન સાંભળી તથા સુંદરીના વૈરાગ્ય તરફ ધ્યાન આપી ભરતેંદ્રે મન સાથે વિચાર્યું કે—" સુંદરી સરખી સુલક્ષણી સ્ત્રી પોતાના શરીર વડે હંમેશાં મોક્ષ લક્ષ્મી સંપાદન કરવાનો પ્રયત્ન કર્યા કરે છે, અને ભોગની વાંછનાવાળા મનુષ્યો પોતાના શરીર વડે દુર્ગતિનાં વાસી બને છે. આ શરીર તો હંમેશાં રોગ, ચિંતા, મળ, મૂત્ર, શ્લેષ્મ વગેરે ગંદા પદાર્થો ભડેજ ભરેલું છે, છતાં તેવા શરીરને શું અત્તરાદિ સુગંધી પદાર્થોથી સુવાસિત બનાવી શકાય? ગંદી દેહના માટે ગર્વ રાખવો એ બિલકુલ ગાંડાઈ જ છે. ધન્ય મારી બહેનને છે કે જેણે આ માયાવી સંસાર ચક્રમાં ધન અને શરીરની અનિત્યતાનો ખ્યાલ કરી, નિત્ય અખંડ સુખદાતા સંયમને અંગીકાર કરવા તૈયાર થઈ; છતાં મેં તેણીને તેમ કરતાં અટકાવી વિષય વાસનાને તૃપ્ત કરવા ધારણા રાખી; તથાપિ તેણે પોતાની ધારણાને સફળ કરવા કઠીણ તપ આદર્યો અને મને પણ સંસારના ક્ષણિક સુખનો ખ્યાલ

આપ્યો; પણ મારી વાસનાઓ બળવાન્ છે, તેથી મારાથી કશું આત્મકલ્યાણ થઇ શકે તેમ નથી, માટે આત્માનું કલ્યાણ કરવા તૈયાર છે તેને શા માટે અંતરાય કરવો? ભલે એ દીક્ષા ગ્રહણ કરે. ” એમ વિચારી સુંદરીને સંયમ લેવા માટે રજા આપવા ધાર્યું.

તે સમયે પ્રથમ તીર્થંકર શ્રી આદિ જીનેશ્વર વિહાર કરી પૃથ્વિને પાવન કરતા કરતા અયોધ્યાના ઉદ્યાનમાં સમોસર્યા. એટલે વનપાળકે પ્રભુ પધાર્યાની ભરત રાજેંદ્રને ખબર આપી. રાજેંદ્રે વધામણીના બદલામાં તેને પુષ્કળ ધન આપી સુખી કર્યો. તે પછી ભરતજી મોટા આડંબર સહિત સ્વજન, પુરજન સાથે પ્રભુ વંદનાર્થે ઉદ્યાનમાં ગયા; શસ્ત્ર, છત્ર, પગરક્ષક, મુકુટ અને ચામ્મર એ પાંચ વસ્તુઓ ત્યજીને પ્રભુને વાંદી પર્ષદામાં બેઠા. અમૃતથી પણ અત્યંત મીઠી પ્રભુની ધર્મદેશના સાંભળી અતિ આનંદ પામ્યા. ત્યારપછી ભરતેશ્વરે પૂછ્યું કે-“ હે જગતાત ! આ સુંદરી, ચારિત્ર અંગીકાર કરવા તૈયાર થઇ હતી છતાં મેં તેણીને અંતરાય કરાવ્યો, તેનું મને મોટું પાપ લાગ્યું છે; માટે હે નાથ ! એ પાપથી મુક્ત થવા ઇચ્છું છું. ” સુંદરી પાસે પોતે કરેલા અંતરાય માટે દિલગીરી દર્શાવી; એટલે સુંદરીએ કહ્યું કે:-

“ દીક્ષા અંગીકાર કર્યા વગર જે વખત વહી ગયો છે તેમાં મારા કર્મનોજ દોષ છે, આપનો નથી, માટે આપને દિલગીરી દર્શાવવાની કશી જરૂર નથી. વર્ષાકાળમાં મેઘની ઝડી લાગી હોય છતાં બપૈયો તરસ્યો રહે એમાં વરસાદનો દોષ નથી, પણ તેના કર્મનોજ દોષ છે. વસંતઋતુમાં સર્વ વૃક્ષ-વેલિયો વગેરે વનસ્પતિ નવપલ્લવ ફૂલ ફળવંત હોય છે; છતાં કરોડો ઝાંખરાં જેવાં રહે છે એમાં વસંતનો દોષ નહીં, પણ દોષ પોતાનોજ છે. સૂર્ય ઉદય થવાથી પ્રાણી માત્ર દરેક વસ્તુને જોવા શકિતમાન થાય છે, છતાં ઘૂડ કશું દેખી ન શકે તેમાં સૂર્યનો દોષ નહીં, પરંતુ ઘુવડનોજ દોષ છે. મારૂં અંતરાય કર્મ મને નડ્યું એમાં આપ શું કરો ? ” વગેરે કહી ભરતજીની દિલગીરી

શાંત કરી; તેમની રજા લઇ આદિજીન પાસે દિક્ષા અંગીકાર કરી, દુષ્કર તપ આદર્યો.

પ્રથમ સાધ્વી બ્રાહ્માજી પ્રભુવચન પ્રમાણે દીક્ષા પાળતા, કઠિન તપ કરતા પોતાના આત્માનો ઉદ્ધાર થાય તેવા નિરંતર યત્ન કરતા હતા. કેટલોક સમય વહી ગયા પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘનઘાતિ કર્મનો ક્ષય કરી તપ બળવડે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. સુંદરી સાધ્વી પણ તપ વડે કર્મોનો નાશ કરી કેવળજ્ઞાન પામી. એ બન્ને સતી સાધ્વીઓ નિઃસ્વાર્થે બાળજીવો ઉપર કરૂણાભાવ લાવી ધર્મોપદેશ કરવા ગામ–નગર–પુર–પાટણ વગેરે ક્ષેત્રો ફરસતા અને જીવોને પ્રતિબોધ દેતા વિચરવા લાગી. આયુષ્ય ક્ષય સમયે અષ્ટાપદ પર્વત ઉપર જઇ શુકલ ધ્યાન ધ્યાઇ અંતે શાશ્વત મોક્ષ સુખ પ્રાપ્ત કર્યું.

તે શિરોમણિ બાલબ્રહ્મચારિણી સતીઓએ જે અતિ પ્રશંસાપાત્ર કાર્ય કરી મહાસતીનું પદ મેળવ્યું તે કાર્ય એ હતું કે, સાંસારિક વિષયસુખથી દૂર રહી જન્મથી તે મરણ પર્યંત બ્રહ્મચારિણીનીજ દશામાં આત્મસુખ સાધ્ય કર્યું, એટલું જ નહિ પણ એ બન્નેને ભરતચક્રીના સ્ત્રીરત્ન સંબંધીનાં અવર્ણનીય સુખ હાજર હતાં, તથાપિ તે સુખોને તજી દઇ આત્મકલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી બ્રહ્મચર્યવ્રત પાળ્યું.

એ બન્ને પૈકી બ્રાહ્મી તો ભરતચક્રીના સ્ત્રીરત્નનો હક્ક ધરાવનારી હતી, તે છતાં પણ પોતાનું બ્રહ્મચર્ય અખંડપણે પાળવા માટે તે સુખનો પૂર્ણ ત્યાગ કર્યો, અને સુંદરી, ચક્રીના સ્ત્રીરત્ન તરીકે હક્કદારજ ન હતી, છતાં તેને અણધાર્યો તેવોજ પ્રસંગ મળ્યો, તોપણ તેથી ન લલચાતાં પોતાનું બ્રહ્મચર્ય અખંડ રાખવા સાઠ હજાર વર્ષ સુધી કઠિન આંબિલ તપ આદરી ત્રણે ગૌરવ વર્જી પોતાની ધારણા પાર પાડી મહાસતી પદ પ્રાપ્ત કર્યું.

બ્રાહ્મી અને સુંદરીને સંસારમાં ચક્રવર્તીની પટરાણીનું

પદ આપવા ખુદ ચક્રવર્તી આતુરતા ધરાવતા હતા, તે છતાં તે સુખ, વૈભવ, અધિકાર વિગેરે તરફ તદ્દન અણુગમો બતાવી દીક્ષા લઇ વનમાં ને ગામોગામ વિહાર કરવો, ભિક્ષા માગી આહાર કરવો, તાઢ, તાપ, વર્ષા, વગેરેના પરિસહ સહેવા, માનાપમાન સહન કરવું, વડીલોના વિનય વૈયાવચ્ચ સાચવી અને દુષ્કર તપ કરી અંતે શરીરને વોસિરાવવું, એ ચક્રવર્તીની ગૃહિણીના સુખ કરતાં શ્રેષ્ઠ ગણી લીધું. તેનું કારણ એજ હતું કે–આ મોહમય સંસારનાં સુખ નાશવંત અને દુઃખદાઇ છે અને દીક્ષા ગ્રહણ કરી સુકૃત્યમાં સમય વ્યતિત કરવો એ સુખ અચળ સદગતિદાયક છે તેથી સંસારનો ત્યાગ કરી સત્યસુખનો માર્ગ અંગીકાર કર્યો.

ગમે તેવા શ્રીમંતોને તે ચક્રવર્તીના સુખ આગળ અંશ માત્ર પણ સુખ હોતું નથી, તે છતાં તેવા તુચ્છ વૈભવસુખમાં તલ્લીન બની પોતાના આત્મ કલ્યાણ તરફ નજર કરવાની પણ ફુરસદ મળતી નથી; ફક્ત તે નાશવંત સુખમાંજ ગરક રહી અમૂલ્ય મનુષ્ય જન્મને ગુમાવતાં હાયવોયની સાથે અંતે મરણને શરણ થવાનું છે. માટે તુચ્છ સાંસારિક સુખમાં સદા લીન ન રહેતાં પરભવના ભાતા તરીકે ધર્મ સાધન કરી માનવ ભવ સફળ કરવા તરફ લક્ષ આપવું જોઇએ છે.

સુંદરીએ પોતાની ધારણામાં ફતેહ મેળવવા યુક્તિ સાથે સમયસૂચકતા વાપરી મનોરથ સિદ્ધિને વગર હરકતે હાથ કરી; તેજ મુજબ દરેક પ્રાણીએ પોતાના કલ્યાણ અર્થે સાવધ રહેવું જોઇએ.

ભરતજીએ સુંદરીને કલ્યાણ માર્ગે જતાં અટકાવી તે છતાં તેજ માર્ગે વિચરવાની તેની અડગવૃત્તિ જોઈ પોતાની સ્વાર્થી વિચારણાને ધિઃકારી દિલગીરી દર્શાવી ! પોતાની ભૂલ થઇ હોય તો તે ધ્યાનમાં આવતાં તુરત તે માટે પશ્ચાત્તાપ કરી સત્ય વાતને પ્રશંસવી જોઈએ. ઇતિ બ્રાહ્મી સુંદરીની કથા.

---

## ચંદનબાળાની કથા



ચંદનબાળા અને મૃગાવતી સાધ્વિજી

શ્રી મેઘજી હીરજીના સૌજન્યથી.

# ચંદનબાળા

શુદ્ધ ભાવ પૂર્વક સત્પાત્રને વિષે દાન આપનાર નિશ્ચે મુક્તિ પદને પામે છે.

આ ભરતખંડને વિષે અનેક જિનમંદિરોથી શોભતી કૌશાંબી નામની નગરીમાં સતાનિક નામનો ન્યાયી રાજા રાજ્ય કરતો હતો. તે ચેટક રાજાની પુત્રી મૃગાવતીને પરણ્યો હતો. રાજા સતાનિકને સુગોત્ર નામનો મંત્રી હતો. તેને નંદા નામની સ્રી હતી, આ નંદા શ્રાવિકા હતી. તેણીને મૃગાવતીની સાથે સખીભાવ હતો. તે નિત્ય ધર્મ કાર્ય કરતી હતી. વળી આ નગરમાં ધનાવહ નામે શ્રેષ્ઠી રહેતો હતો તેને મૂળા નામની સ્રી હતી.

એવે અવસરે છદ્મસ્થપણે વિહાર કરતા શ્રી વીરપ્રભુ પોસ વદિ પડવેને દિવસે ત્યાં આવીને સમવસર્યા. ત્યાં તેમણે એવો અભિગ્રહ કર્યો કે, "પગમાં લોહની બેડી હોય, મસ્તક મુંડેલું હોય, ત્રણ દિન ઉપવાસી હોય, ઉંબરા વચ્ચે બેઠી હોય એવી કોઈ સ્રી જો મને, ભિક્ષા વેળા વીતી ગઇ હોય તે વખતે (મધ્યાન્હે) સૂપડાના ખૂણામાંથી અડદના બાકળા વહોરાવે, તો મ્હારે પારણું કરવું અન્યથા ન કરવું" એવો અભિગ્રહ લઈને પ્રભુને મધ્યાન્હ સમયે ગોચરી અર્થે ફરતાં ચાર માસ વહી ગયા ! એકદા ભિક્ષાને અર્થે ભમતાં ભમતાં પ્રભુ કલ્પવૃક્ષની પેઠે સુગોત્ર મંત્રીને ઘેર પધાર્યા. ત્યાં દુર્બળ થઇ ગયાં છે ગાત્ર જેનાં એવા

પ્રભુને જોઈ મંત્રીની સ્ત્રી નંદા ભિક્ષા આપવાને હર્ષભેર ઉભી થઈ; ઘી ખાંડ ક્ષીર આદિ વહોરાવવા લાગી, પણ તે સર્વ પડતું મૂકીને પ્રભુ પાછા ગયા, ત્યારે નંદાએ પતિને કહ્યું, "હે પ્રિય ? પ્રભુ કેમ ભિક્ષા વહોરતા નથી ? તેનું કંઈ કારણ જણાય તો ઠીક." મંત્રીએ કહ્યું, "અન્ન વિના પ્રભુ મૃત્યુ પામશેઃ માટે તેમણે લીધેલો અભિગ્રહ જાણી લેવાની જરૂર છે." એ પ્રમાણે મૃગાવતીએ પણ પ્રભુને ભિક્ષા આપવાને બહુ બહુ ઉપાય કર્યા. પછી મૃગાવતી તથા નંદા એ બેઉ સખીઓએ મળીને પ્રભુને પારણાર્થે નિમંત્ર્યા. પણ પ્રભુએ કંઈ ગ્રહણ કર્યું નહિ. ત્યારે બન્ને શ્રાવિકાઓ બહુ દુઃખી થઇ. રાજાએ, મંત્રીએ અને તેમની પત્નીઓએ આમ પ્રભુને વહોરાવવાને બહુ બહુ ઉદ્યમ કર્યો.

હવે ચંપાપુરીનો રાજા દધિવાહન ચેટક ભૂપતિની પુત્રી પદ્માવતી કે, જેણીનું બીજું નામ ધારિણી હતું તેણીને પરણ્યો હતો. તે રાજાને વસુમતી નામની પુત્રી હતી. અનુક્રમે દધિવાહન રાજાને સતાનિક રાજાની સાથે વૈર બંધાયું. તેથી સતાનિક રાજાએ ગુપ્ત રીતે પોતાના સર્વ સૈન્યને લઈને ચંપા નગરીને ઘેરો ઘાલ્યો. તેથી ઘોર યુદ્ધ થયું; હજારો મનુષ્યો તેમાં મરાયા અને દધિવાહન રાજા રાજ્ય મૂકીને નાસી ગયો. પછી સતાનિક રાજાએ ચંપાપૂરી લુંટી. તેમાં એક સુભટે દધિવાહન રાજાની રાણી ધારિણીને તથા પુત્રી વસુમતીને પકડયાં. સતાનિક રાજા તો આજ્ઞા પ્રવર્તાવી કૌશાંબીએ પાછો ગયો.

હવે પેલો સુભટ તો ધારિણી અને વસુમતીને લઇને નીકળી પડયો. રસ્તે જતાં તેણે કહ્યું. "હે ધારિણી! તું મ્હારી સ્ત્રી થા." ધારિણીએ કહ્યું. "અરે અધમ અને પાપિષ્ટ! તેં એ શું કહ્યું ? હું પરસ્ત્રી છું; ને પરસ્ત્રીલંપટ પુરુષ તો નરકે જાય છે. પોતાને આધિન સ્ત્રી છતાં જે પુરુષ પરદારા સેવન કરે છે, તે જળથી ભરેલા પૂર્ણ તળાવને મૂકીને ઘડામાંથી જળ પીનારા કાકપક્ષી જેવો સમજવો. કહ્યું છે કે—માતાએ પોતાની યૌવન અવસ્થામાં જે છાનું આચરણ (શીળભંગ) કર્યું હોય છે, તે

શીળનો ભંગ કરનારા તેના પુત્રોથી સાબિત થાય છે. વળી જે પુરૂષે પરનારી સામું જોયું, તેણે પોતાના આત્માને ધુળ મેળવ્યો, સગાંને છાર દીધો ને પગલે પગલે માથાઢાંકણું કર્યું સમજવું. વળી સાંભળ, આખા વિશ્વને પોતાના પરાક્રમથી જીતનાર એવો રાવણ પણ પરસ્ત્રીની વાંછા કરવાથી કુળ ક્ષય કરીને નરકે ગયો છે." આ સાંભળ્યા વિના પેલા સુભટે તો ધારિણીનું શીળ ખંડન કરવા બહુ બહુ કર્યું, પણ તેણીનું મન લેશમાત્ર ડગ્યું નહી. છેવટે સુભટે બળાત્કાર કરવા માંડયો, એટલે ધારીણીએ જીભ કરડી પ્રાણ ત્યાગ કર્યો; માતાના વિયોગથી વસુમતી વિલાપ કરવા લાગી; "હે ભલી માતા! ત્હારી મ્હારા ઉપર બહુ પ્રીતિ હતી, છતાં તું મ્હને ત્યજીને અર્ધ ક્ષણમાં જતી રહી! મ્હારે હવે પરહસ્ત પડવું પડશે. તે કરતાં મ્હારૂં મૃત્યુ થયું હોત તો બહેતર હતું" એમ બહુ બહુ કરૂણ સ્વરે રૂદન કરી વસુમતી માતાને પગે વળગી પડી, ભૂમિ ઉપર લટી પડી. વળી તે વિલાપ કરતી કહેવા લાગી. "હે માતા! જેમ જળના વિયોગે કાદવ સૂકાઇ જઇ તેમાં ફાટ પડે છે, તે પરસ્પરના વિયોગના દુ:ખની પ્રતીતિ કરાવે છે; તેવી રીતે જો માણસનું હૃદયકમળ ભેદાતું હોત તો, સત્ય સ્નેહની પ્રતીતિ થાત. અહીં તો અતિ વલ્લભજનનું મૃત્યુ થાય છે, ત્યારે પણ નેત્રમાંથી જળના બિંદુઓ નીકળે છે; તેને બદલે જો લોહીના બિંદુઓ વહેતા હોત તો સત્ય સ્નેહ પ્રત્યક્ષ દેખાત."

આવાં આવાં વસુમતીનાં રૂદન વચન સાંભળીને સુભટ બોલ્યો. "હે મૃગાક્ષી! મેં તને શું કુવચન કહ્યું છે? ભવિતવ્યતાની આગળ રાય કે રંક કોઇ છૂટી શકતું નથી. હવે હું તને કહું છું કે, હું તને પરણવાનો છું એમ તું લેશમાત્ર ધારીશ નહી. હવેથી તું મ્હારી બ્હેન અથવા પુત્રી છે." આમ વસુમતીને સમજાવીને તેણે ધારિણીના શરીર ઉપરથી હાર પ્રમુખ અલંકાર ઉતારી લીધા ને તેણીના શબને રથમાંથી બહાર કાઢી ભૂમી ઉપર મૂકયું. પછી સુભટ વસુમતીને લઇને પોતાને ઘેર આવ્યો.

તે જોઈને તેની સ્ત્રી તેને કહેવા લાગી. "આ પારકી સ્ત્રીને તમે અહીં લાવ્યા છો, તે વાત જો રાજા જાણશે તો આપણું સર્વસ્વ લુંટી લેશે. તમે તેણીને અહિં લાવ્યા છો, તેથી મને ટાઢ ચઢી છે. વળી જો તમે તેણીને અહિં વધારે વાર રાખશો તો તાવ પણ આવશે. માટે તમારે તેણીને ઘરથી બહાર કાઢવી. તમારે મનમાં એમ ન ધારવું કે, હું બધું સહન કરીશ. હું હમણાં જ જઈને રાજાને સર્વ વાત કહી દઈશ. માટે મારૂં કહેવું માની આ છોકરીને મૂકી આવો. જો દાસી સરખી પણ શોકયરૂપે આવે તો હું તેણીને પાસે ન રાખું. શોકય સરખી શૂળીનું મ્હારે કામ નથી. શોકય સરખી કંચનની કોઠી પણ આંખના ડોળા ફોડવા જેવી જાણવી." પ્રિયાનાં આવાં વચન સાંભળીને સુભટ તો કંપવા લાગ્યો. પોતાની મુશ્કેલી સમજી તે સ્ત્રીરત્ન વસુમતીને બજારમાં વેચવા લઈ ગયો. ત્યાં તેણીને લેવાને બહુ લોકો એકઠા થયા. રૂપવતી સ્ત્રી વેચાવા આવી જાણીને વેશ્યાઓ પણ ખરીદવા આવી. તે વખતે એક વેશ્યા બોલી. "અમે છીએ ત્યાં સુધી તેણીને લેવા બીજું કોણ સમર્થ છે? જેટલું ધન માગશે તેટલું આપવાને અમે તૈયાર છીએ." તે વખતે મધપૂડાની આસપાસ જેમ માખીઓ એકઠી મળે, તેમ ત્યાં તેણીની આસપાસ ઘણા માણસો મળ્યા હતા. એવામાં એક વેશ્યા બોલી. "ત્હારે રત્ન આદિ જે જોઈએ તે માગી લે, ને આ સ્ત્રી તું અમને સોંપ." તે ઉપરથી "બહુ પ્રસિદ્ધ થયાં પહેલાં તમે તેણીને લઈ જાઓ, જેથી બીજા કોઈ તેણીને લેવા ભોળવાય નહી." એમ કહી સુભટે તેણીની પાંચસો સોના મ્હોરો માગી. વેશ્યાઓને આ મૂલ્ય બહુ ઓછું લાગ્યું, તેથી તેઓ તો પરસ્પર બોલવા લાગી. "આપણે હર્ષ પામવા જેવું છે કે, તેણીના નખની કિમ્મત નવ લાખ સોનૈયા છે; માટે એટલું મૂલ્ય આપીને તેણીને લઇ જઈશું." એમ કહી એ મૂલ્ય આપી એક વેશ્યાએ વસુમતીનો હાથ પકડયો. તે જોઈ રાજકુમારી બોલી. "તમારૂં કુળ કયું છે? તમારા કુળમાં તમે શું કરો છો? તમે બ્રાહ્મણ છો

કે વણિક છો?" વેશ્યાએ ઉત્તર આપ્યો. "ત્હારે કુળનું શું કામ છે? અમારા કુળમાં ઉત્તમ પટ્ટકૂળ પહેરવાનાં મળશે; તાંબૂલ ખાવાનાં મળશે; અમારાં જેવાં ભોજન તો રાજાના દરબારમાં રાણીઓને પણ મળતાં નથી." તે સાંભળીને વસુમતી બોલી. "મેં જાણ્યું-મને હવે સમજાય છે કે, તમે વેશ્યા છો! માટે હું તમારી સાથે નહી આવું." એ ઉપરથી વેશ્યાએ બળાત્કાર કરવા માંડયો, ત્યારે વસુમતી ચિત્તને વિષે બહુ ખેદ ધરવા લાગી. એટલે તો આકાશમાંથી દેવે તેણીના શીયળની રક્ષા માટે આવીને બહુ બોલનારી વેશ્યાનું નાક [illegible] ! બિચારીનું નાક જોતજોતામાં ગયું તેથી તે [illegible] કાયા કાળી તુંબડી જેવી થઇ ગઇ! તેથી લોકો તેને બૂચાડી કહીને હસવા લાગ્યા. બીજી વેશ્યાઓ તેણીને સાન કરીને જતી રહી કે "ચાલ, ત્હારૂં તો નાક ગયું, વળી રખેને કાન પણ જશે" એમ કહીને તેણીને કષાય કરાવી બીજી વેશ્યાઓ કકળાટ કરવા લાગી. એકનું નાક ગયું અને બીજીનો કાન જશે એમ ધારી સર્વ વેશ્યાઓ ઘેર જતી રહી; એ રીતે તે છોકરીને કોઇએ લીધી નહી. બજારમાં બહુ કોળાહળ થઈ રહ્યો; એ ઉપરથી સુભટ તેણીને બીજા બજારમાં લઇ ગયો. ત્યાં ધનાવહ શ્રેષ્ઠી તેણીને લેવા આવ્યો. તેને રાજકુમારીએ પૂછયું. "તમારા ઘરમાં શું કામ કરવું પડે છે?" શેઠે કહ્યું. "અમારા કુળમાં જિનદેવની પૂજા, સાધુઓની સેવા, ધર્મ શ્રવણ, જીવદયા પાલન આદિ કરીએ છીએ, મહાજયી નવકાર મંત્રનું ધ્યાન કરીએ છીએ. ત્રણ વખત પાણી ગળવું, દાન દેવું ને શીયળની રક્ષા કરવી, તપશ્ચર્યા કરવી, ભાવના ભાવવી, સાતક્ષેત્રને વિષે ધન વાવવું ઈત્યાદિ કરીએ છીએ. વળી અમારા કુળમાં કઠોળ સાથે દહિં ખવાય નહી, તેમ અથાણું પણ ખવાય નહી, રાત્રી ભોજન થાય નહી, ને મધ માખણ ખવાય નહી. વળી અમારો આચાર એ છે કે, પ્રભાતે ઉઠીને દેવમંદિર જવું." ધનાવહ શેઠે ગણાવેલી ઉપરની આચાર પદ્ધતિ સાંભળી હર્ષ

પામીને વસુમતી કહેવા લાગી. " હે સુભટ ! જો તું મને વેચવાનો હોય તો આ શેઠને ત્યાં વેચ." સુભટે તેણીને તેને ત્યાંજ વેચી. શેઠ તેણીને ઘેર લઇ ગયો. આમ એ રાજપુત્રી શુભ કર્મ વશે સારે ઘેર પહોંચી. કહ્યું છે કે—**વિધિ ઘડાવે છે, વિધિ ઘડે છે, વળી વિધિજ ઘડેલાને ભાંગી નાંખે છે.** હે લોકો તમે શા માટે વૃથા ફાંફા મારો છો; **જે વિધિ કરે છે તેજ થાય છે.**

શેઠે રાજકુમારીને ઘેર આણી. તે જોઇને તેની સ્ત્રી મૂળા ચકિત થઇ. ધનાવહ શેઠે તેણીને ચંદનબાળાના નામથી બોલાવી અને પોતાની પત્નીને કહ્યું. " આ પુત્રીનું તું યત્ને કરીને પાલન કરજે." પણ મૂળાએ તો ઉલટુંજ વિચાર્યું કે, મ્હારો પતિ આને પોતાની સ્ત્રી કરી રાખવાને લાવેલો જણાય છે. હમણાં તો કહે છે કે, "દીકરી ચાલ" પણ પાપી પુરુષ પાપને ગણતો નથી. તે પુત્રી કહીને બોલાવે છે તો ખરો, પણ તેનું મન મલિન લાગે છે. શીતળ શીતળ બોલીને અંતે તે ડાઘ દેશે. આ તો ડોશીને ઘેર વાઘ પેઠા જેવું થયું છે. બિલાડી દૂધનો નિયમ લે અથવા ઊંદર સાથે મિત્રાચારી કરે, એ વાત જેમ સત્ય હોયજ નહી, તેમ આ બેની વચ્ચે પિતા પુત્રીનો સંબંધ કોઈ સત્ય ગણે નહી. એ છોકરી બહુ રૂપવતી તથા યુવાન છે ને મ્હારે મસ્તકે તો શ્વેત વાળ આવ્યા છે ! એ મ્હારી વૃદ્ધાવસ્થામાં પણ મને દૂહવનારી શોકય આવી છે, હું જીભની બહુ આકરી છું તેથી મ્હારા પીયરમાં સર્વ કોઇને અળખામણી છું. મને પવાલું પાણી પણ કોઇ પાશે નહી. મ્હારે તો એક ભવમાં બે ભવ થયા ! આને વેચાતી આણી તેમાં જેટલું ધન બેઠું છે, તેટલું તો મને પરણતા પણ બેઠું નથી. સતાનિક રાજાએ ચંપા લૂંટી તો મૂળાને શોકયનું સાલ આવ્યું ! પણ જો હમણાં હું શેઠને કહીશ તો તે તેને રૂચશે નહિ. એક વાર અવસર મળશે એટલે હુંજ તેણીને મારી નાંખીશ." આમ વિચાર કરતી શ્રેષ્ઠી પત્ની મૂળા શૂન્ય હૃદય થઇ બેસી રહી.

એકાદા મૂળા શેઠાણી પાડોશણને ઘેર ગઈ હશે' એવામાં શેઠ ઘેર આવ્યા. તે વખતે પિતાને આસને બેસ રીને ચંદનબાળા વિનય પૂર્વક તેના ચરણ ધોવા લાગી. મૂળા શેઠાણી એટલામાં અકસ્માત ઘેર આવ્યાં, તો ચંદનબાળાને શેઠના ચરણ ધોતાં જોઇ તથા તેણીની ભૂમિ ઉપર પડતી વેણીને શેઠે પોતાના ઉત્સંગમાં લીધી હતી, તે જોઇ વિચારવા લાગી. "શેઠ તો તેણીની વેણી સમારે છે માટે એમ જણાય છે કે, મને કાઢી મુકીને અથવા વિષથી હણીને તે તેણીનું પાણિગ્રહણ કરશે. વળી વિચાર્યું કે, જે જન વિષવેલીને ઉગતાંજ મૂળથી નખવડે છેદી નાંખે નહી, તેને મુર્ખ જાણવો. વળી ફોલ્લી નામ શીતળ છે, વિષ એ મધુરૂં નામ છે તથા શોકય એ બ્હેન કહેવાય છે પણ એ ત્રણેનો ક્ષય કરવોજ યોગ્ય છે."

હવે શેઠ એક વેળા બહાર ગામ ગયા તે વખતે મૂળા શેઠાણીએ નાપિત (ઘાયજા) ને બોલાવીને ચંદનબાળાનું મસ્તક ભદ્ર કરાવ્યું, અર્થાત્ તેણીનું મસ્તક મુંડાવી નાંખ્યું. પછી તેણીના પગમાં બેડી નાખીને તેણીને ભોંયરાને વિષે ગુપ્ત રીતે પુરીને તાળું દીધું. પછી મૂળા વિચારવા લાગી, "શોકયને મારવામાં દોષ શાનો ? તેમાં તો વળી સંતોષ ઉપજે; શોકયને મારવામાં પાપ થાય નહી; શોકયને રાખે તેને રોઝ જેવી જાણવી. ગોરી ચોક વચ્ચે ઉભી રહીને પૂછે કે, "હે સુગુણિ જન ! તમે જાણતા હો તો કહો કે શોકય સારી કે શૂળી ? ઉત્તરમાં કહે છે કે, શૂળી સારી; કારણ કે, શૂળીનું કષ્ટ તો એકજવાર સહન કરવું પડે છે, પણ શોકયનું હંમેશ સહન કરવું પડે છે, શોકય નિત્ય મારે પણ મૃત્યુ આવતું નથી. આમ એ દુઃખ તો પગલે પગલે હૃદયમાં ખટકે છે." આ વખતે બિચારી ચંદનબાળા તો ગુપ્ત ઓરડામાં રહી વિચાર કરે છે કે, "મ્હારે તો આ વીતરાગનુંજ શરણુ છે, મ્હારાં કર્મંજ એવાં દુષ્ટ જણાય છે કે, નગરમાંથી પેલા સુભટે પકડી, માર્ગમાં માતાનું મૃત્યુ થયું; વળી મ્હારે ઢોરની પેઠે ચૌટામાં વેચાવું પડયું; ત્યાં વેશ્યા લેવા આવી. પણ

એક વાતે સારૂં થયું કે તેણીને હાથ હું ન ગઈ. અહિંઆ પણ જો કે છે તો દુઃખ પણ એ ગણકારવા જેવું નથી. આજે બહુ રૂડું થયું કે મને એકાંત સ્થાન મળ્યું. કારણકે, અહિં હું ધર્મ-ધ્યાન કરીશ." એમ શોક કરતી તે અંધારા ઓરડામાં રાત્રી-દિવસ જાણતી નથી, પણ તે તો આંખોનાં આંસુ નિવારતી છતી મહા મંત્ર નવકારનો જાપ કર્યા કરે છે. ત્રણ ઉપવાસ થયા તેથી તેણીનાં ઘણાં કર્મ ક્ષય પામ્યા.

એવામાં બહાર ગામ ગયેલો શ્રેષ્ઠી ઘેર આવ્યો તો તેણે ચંદનબાળાને જોઈ નહી, ધનાવહે તેથી પત્નીને "ચંદનબાળા કયાં ગઇ છે?" એમ પૂછયું; ત્યારે શેઠાણી બોલ્યા, "એ તો છોકરાઓની સાથે ફર્યા કરે છે, એક ઘડી પણ ઘરમાં રહેતી નથી. કોણ જાણે અત્યારે કયાં રમતી હશે! અહિં ઘણાં છોકરાં આવે છે; જો કોઇ તેણીના સગા આવશે ને તેણીને ઓળખશે તો તેણીને લઇ જશે; તો તેણીની વાંરે કોણ જશે? તમારે મન છોકરી છોકરી રમી રહી છે; પણ મને તો દ્રવ્ય બેઠું તેનો ઉદ્વેગ થાય છે. જો તમે તેટલું સુવર્ણ વ્યાજે આપ્યું હોત તો વર્ષ દિવસે બમણું થઈ ને આવત." પણ શેઠે તો કહ્યું. "મ્હારે તેણીના વિના ભોજન નથી કરવું" જો એ છોકરી નહી આવે તો હું અનશન કરીશ." તેવામાં એક વૃદ્ધા દાસીએ શેઠને એકાંતમાં કહ્યું. "અરે શેઠ! ચંદનબાળા તો મરી ગઈ હશે; જલ્દી જઇને તું તેણીની સાર-વાર કર, જો જીવતી હોય તો હોય, પેલા ઓરડામાં જઇને જો." શેઠે એ વૃદ્ધાનો આભાર માનીને કહ્યું. "અરે તું બહુ ભલી દાસી છે." એમ કહી તેણીએ બતાવેલ ઓરડા પાસે જઇ તેનું તાળું ભાંગી અંદર ગયો; પણ અંધકારને લીધે ચંદનબાળા દેખાઈ નહી. શેઠે સાદ કર્યો ત્યારે તે રોવા લાગી. "અરે પુત્રી! તું કેમ ઉત્તર આપતી નથી." એમ કહી શેઠે દીવો કર્યો એટલે તે દેખાણી. તેણીને તો ત્રણ ઉપવાસ થયા હતા; તેથી શેઠે તેણીને ઉપાડીને ભોજનને અર્થે બારણામાં

ઉંબરા પાસે આણી. પણ એટલામાં મૂળા શેઠાણી તો સર્વ ભોજન રસોડામાં મુકી તાળું વાસીને બહાર જતી રહી હતી. શ્રેષ્ઠી તાળું જોઇને વ્યાકુળ થયો; પણ દાસીને ખાવા આપેલું ખાવાનું મંગાવ્યું, કે જેથી રખેને અન્ન વિના બિચારીનું અકસ્માત્ મૃત્યુ ન થાય. દાસીએ રાંધેલા અડદના બાકળા બતાવ્યા. તે શેઠે સૂપડામાં નાંખીને પુત્રી કરી રાખેલી ચંદનબાળાને પારણાર્થે આપ્યા. ચંદનબાળાને અઠ્ઠમ તપનું પારણું હતું, તેથી તેણીએ વિચાર્યું, "જો કોઇ અતિથિનો સમાગમ થાય તો તેને આપીને પછી હું પારણું કરૂં."

એમ તે વિચાર કરે છે, તેવામાં ભિક્ષા અર્થે ફરતા ફરતા શ્રી વીર ભગવાન્ ત્યાં આવી ચઢયા. તેમણે એવો અભિગ્રહ લીધો હતો કે, "જો કોઇ સ્ત્રી ઊંબરા ઉપર બેઠી હોય, તેનો એક પગ ઘરની અંદર ને એક પગ ઘરની બહાર હોય, ભાવે કરીને તે રાજપુત્રી હોય, પણ દાસીપણું પામી હોય, પગમાં બેડી હોય, મસ્તક મુંડાવેલું હોય ને રુદન કરતી હોય, એવી સ્ત્રી અઠ્ઠમને પારણે સૂપડાના ખૂણામાંથી જો મને, ભિક્ષાકાળ વ્યતીત થયા પછી અડદના બાકળા વહોરાવે તો મ્હારે તે લઇને પારણું કરવું." આવા અભિગ્રહવાળા વીર પ્રભુને અકસ્માત આવ્યા જોઇને હર્ષ પામી તે કહેવા લાગી. "હે ત્રણ જગતને વંદનિક પ્રભુ ! સ્વર્ગ અને મોક્ષના દાયક ! સમસ્ત ભાવ–શત્રુઓને જીતીને વિજય મેળવનાર તમે ચિરકાળ પર્યંત જયવંતા વર્તો. હે પ્રભો ! મ્હારા ઉપર પ્રસન્ન થઇ આ શુદ્ધ અન્ન વહોરીને મને કૃતાર્થ કરો." વીર ભગવાન પોતાના અભિગ્રહમાં રૂદનની અપૂર્ણતા જોઇ પાછા ફરવા લાગ્યા; તે જોઇ ચંદનબાળા પોતાને હીણ ભાગી ગણી મોટેથી આક્રંદ કરવા લાગી. વીર ભગવાન રૂદન ધ્વનિ સાંભળીને પોતાને રૂદનાદિ અભિગ્રહ પૂર્ણ થયો જાણી પાછા ફર્યા અને અડદના બાકળા વહોર્યા. પ્રભુએ બાકળા વહોર્યા કે, તુરતજ દેવતાઓએ આવીને બારકોટિ સુવર્ણની વૃષ્ટિ કરી. તે વખતે ચંદનબાળાની લોહની બેડી ત્રુટી

ગઈ ને તેનાં સુવર્ણના અભૂષણ થઈ ગયાં. આકાશમાં દેવદુંદુભી વાગી. તે વખતે સતાનિક રાજા ત્યાં આવ્યો. તે દેવકૃત સુવર્ણ-વૃષ્ટિ જોઈને ચમત્કાર પામ્યો અને બોલ્યો કે "આ સર્વ સુવર્ણ આ ચંદનબાળાનું થાઓ." તે બોલી. "આજે મ્હારાં મહા ભાગ્ય કે મેં પ્રભુને પારણું કરાવ્યું; તેમાં મૂળા માતાને પણ ધન્ય છે. મૂળા દેવી તો મ્હારી બીજી માતા છે. ધારિણીથી મ્હારાં જે કાર્ય નથી સર્યાં, તે સર્વ મ્હારી માતા મૂળાદેવીથી સિદ્ધ થયાં છે. પહેલાં તો સતાનિક રાજાનો પસાય; બીજો પેલા સુભટનો. (કારણ કે, જો તેણે મને વેશ્યાને ત્યાં વેચી હોત તો હું આજ આ પરમાર્થ પ્રાપ્ત કરી શકત નહી.) વળી ધનાવહ શેઠ પણ મ્હારા પૂર્વ ભવના તાત છે. કારણકે તેને પસાયે મ્હારાં સર્વે પાપ દૂર થયાં. મૂળા માતાનો પણ મ્હારા ઉપર ઘણો ઉપકાર થયો છે કારણકે, જો તેણીએ આમ ન કર્યું હોત તો હું ભગવંતને કેવી રીતે પારણું કરાવત ?"

પછી શ્રી વીર ભગવંતે છ માસમાં પાંચ દિવસ ઓછે પારણું કર્યું. હવે ચંદનબાળા બોલી. "મૂળાદેવીને કોઇએ કંઇ કહેવું નહી," પછી મૂળા શ્રાવિકા થઈ અને ચંદનબાળાએ તેણીને માન આપ્યું. કહ્યું છે કે-ઉપકાર ઉપર તો ઉપકાર સર્વ લોક કરે છે, પણ અવગુણ ઉપર ગુણ કરનાર તો વિરલાજ હોય છે. અહિંથી પ્રભુ અન્યત્ર વિહાર કરી ગયા. અનુક્રમે સર્વ કર્મ ક્ષય થયે તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. અહિં આવીને ચંદનબાળાએ પ્રભુને પ્રણામ કરીને ચારિત્રની યાચના કરી. દેવતાએ આપેલું સર્વ દ્રવ્ય સાતક્ષેત્રોને વિષે વાપરીને તેણીએ દીક્ષા લીધી. એકદા શ્રી મહાવીર ભગવાન કૌશાંબી નગરીમાં સમવસર્યા. ત્યાં અનેક દેવો, રાજાઓ, સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકાઓ ધર્મ સાંભળવા આવવા લાગ્યા. તેમને પ્રભુએ ધર્મોપદેશ આપ્યો. તે વખતે છેલ્લી પોરશીના વ્યાખ્યાનમાં સૂર્ય ચંદ્ર મૂળ વિમાને ત્યાં આવ્યા. પછી સંધ્યા સમય થયો જાણી ચંદનબાળા ઉઠીને નગરમાં ઉપાશ્રયે ગઇ. મૃગાવતી સાધ્વી

વખત ન જાણુતી ત્યાંજ રહી. પછી ચંદ્ર સૂર્ય પોતપોતાને સ્થાને ગયા, ત્યારે સર્વ ઠેકાણે અંધકાર વ્યાપી રહ્યો. તે જોઇ મૃગાવતી ઉપાશ્રયે ગઈ. અહિં ચંદનબાળા તો પોરશી ભણી સંથારો કરીને સૂતી હતી. ત્યાં જઈ તેણીના ચરણ ચાંપી, મૃગાવતી પોતે કરેલા અતિચારને લીધે આત્માની નિંદા કરતી, "હવે પછી હું એવું નહીં કરું," એ પ્રકારે મિથ્યાદુષ્કૃત્ય દેવા લાગી. તેણીએ ચંદનબાળાને પૂછયું, પણ કંઈ ઉત્તર મળ્યો નહી. એવામાં આત્માને નિંદતી એવી મૃગાવતીને તો કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. તે વખતે અંધકારમાંથી આવતો કૃષ્ણ સર્પ દેખી તેણીએ ચંદનબાળાનો હસ્ત ઉપાડીને બીજી બાજુએ મૂકયો. ત્યારે રીસમાં ચંદનબાળા બોલી. "તેં મ્હારો હાથ કેમ ઉપાડયો? તું અહિંથી ઉઠ, ને જરા દૂર જા." મૃગાવતીએ ઉત્તર આપ્યો. "કૃષ્ણ સર્પ આવે છે તેથી મેં હાથ ઉપાડીને બીજે મૂકયો." "તેં કેમ જાણ્યું?" એવા ચંદનબાળાના પ્રશ્નના ઉત્તરમાં મૃગાવતીએ કહ્યું. "જ્ઞાનથી." પ્રતિપાતિ જ્ઞાન કે અપ્રતિપાતિ જ્ઞાન?" "અપ્રતિપાતિ જ્ઞાન." એ સાંભળીને ચંદનબાળાએ ઉઠીને મિથ્યા દુષ્કૃત્ય દીધું. તે વખતે તેણીને પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. ત્યાર પછી તે બન્ને મુકિતએ ગઇ. ઇતિ ચંદનબાળાની કથા.



# રાજેમતીની કથા



રાજેમતી સાધ્વિ અને રહનેમી સાધુ ગુફામાં
શ્રી મેઘજી હીરજીના સૌજન્યથી.

Lakshmi Art, Bombay, 8.

# રાજિમતી

**જેમ રાજિમતીએ રહનેમી સાધુને સદુપદેશથી કુમાર્ગે જતા અટકાવ્યા તેવીજ રીતે સંતના ઉપદેશ સન્માર્ગ દર્શક સમજવા. એવા સંત સમાગમથી મોક્ષ મળે છે.**

મથુરા નગરીને વિષે ઉગ્રસેન રાજા રાજ્ય કરતો હતો. તેને ધારિણી નામે પ્રિયા હતી. એ ધારિણીની કુક્ષિએ, અપરાજિત વિમાન થકી ચ્યવીને એક દેવ સ્રીપણે અવતર્યો. શુભ દિવસે ધારિણીએ એક પુત્રીને જન્મ આપ્યો. તેણીનો જન્મમહોત્સવ કરીને માતા પિતાએ રાજિમતી એવું નામ પાડયું. એકદા આ ઉગ્રસેન નૃપતિ યાદવોની સાથે દ્વારિકા નગરીએ ગયો. આ વખતે રાજિમતી વયે વૃદ્ધિ પામતી બહુ રૂપવતી કન્યારત્ન સમાન થઇ હતી અને સ્વભાવે પણ સુંદર તેમજ તરુણાવસ્થાથી ત્રણ લોકને વિષે શોભાયમાન તેણીના સમાન કન્યા બીજે કોઇ ઠેકાણે નહોતી.

તે વખતે નેમિનાથની માતા દેવી શિવારાણીએ પોતાના પુત્રને કહ્યું. "હે પુત્ર! હવે તું વિવાહ કર." ત્યારે નેમિકુમાર બોલ્યો, "જ્યારે મને યોગ્ય કન્યા મળશે, ત્યારે હું વિવાહ કરીશ." એમ કહી તે પોતાની માતાને અત્યંત હર્ષ પમાડતો કાળ નિર્ગમન કરતો હતો.

એકદા શ્રી નેમિકુમાર પોતાના સમાન વયના મીત્રો સાથે

ક્રીડા કરતા કરતા, શ્રીકૃષ્ણની આયુધશાળાને વિષે જઇ ચઢ્યા. ત્યાં રક્ષકે વાર્યા છતાં પણ ચક્રને હાથમાં લઇને કુંભારના ચાકની પેઠે ફેરવવા લાગ્યા. વળી તેણે ધનુષ્યને પણ કમળ પુષ્પના નાળવાની પેઠે અધું નમાવ્યું; ગદાને ઉછાળવા માંડી; તેને શંખ પણ પૂર્યો. તે વખતે પોતાનો શંખ અન્ય જને પૂર્યો જાણીને શ્રીકૃષ્ણ બહુ ચિંતાતુર થયા; રોષ કરી સભાને વિષે બોલ્યા, "જેણે આ મ્હારો શંખ પૂર્યો તેનું નિશ્ચે મૃત્યુ આવ્યું સમજજો." એમ કહી પોતે સન્નદ્ધ થઈ પોતાની સકળ સેનાને યુદ્ધને અર્થે સજ્જ કરવા આજ્ઞા આપી; એવામાં તો તેને કોઇ પુરૂષે આવીને ખબર આપી કે, "એ સર્વ નેમિકુમારે કર્યું છે." એ સાંભળી કૃષ્ણે વિચાર્યું." ત્યારે તો જરૂર એજ વાસુદેવ થશે; હું નહિં." એમ વિચાર કરે છે એવામાં તો નેમિકુમાર ત્યાં આવ્યા. તેને કૃષ્ણે તેના બળની પરીક્ષા કરવાને કહ્યું કે, "હે નેમિકુમાર! મને ત્હારું બળ બતાવ. ચાલ, પ્રથમ તું મ્હારી ઉંચી કરેલી ભુજલતાને નમાવ." એના ઉત્તરમાં તો નેમિકુમારે તેની ભુજલતાને કમળ પુષ્પના નાળવાની પેઠે નમાવી દીધી! પછી નેમિકુમારે પોતાની ભુજલતા ઉંચી કરી શ્રીકૃષ્ણને તે નમાવવાનું કહ્યું. કૃષ્ણે પોતાનું સર્વ બળ તેને નમાવવાને એકઠું કર્યું. એક વાનરની પેઠે તે ભુજલતા પકડીને હિંચકા ખાધા; છતાં તે પ્રભુની ભુજાને લેશ પણ હલાવી શક્યા નહીં, એટલે તો તેનું મુખ નિસ્તેજ થયું. તેણે ધાર્યું કે, "હવે મ્હારૂં રાજ્ય જવા બેઠું." પણ બળભદ્રે તે વખતે કહ્યું, "ચિંતા ન કરો; નેમિકુમાર રાજ્યના અર્થિ નથી." વળી આકાશને વિષે દેવતાએ પણ કહ્યું, "હે કૃષ્ણ! તું નેમિકુમારથી ભય ન રાખીશ; એ રાજ્યના અર્થિ નથી." એ સાંભળીને કૃષ્ણ સ્વસ્થ થયા, અને નેમિકુમાર ઉપર હર્ષ સહિત પ્રીતિ દર્શાવવા લાગ્યા.

વળી કોઇ અવસરે શિવારાણીએ શ્રીકૃષ્ણને કહ્યું, "નેમિકુમાર વિવાહ કરવાની હાજ પાડતા નથી; માટે એવું કરો કે, જેથી તે એ વાતની હા કહે." એ ઉપરથી (શ્રીકૃષ્ણની સૂચના

ઉપરથી) એકદા ગ્રીષ્મ ઋતુને વિષે શ્રીકૃષ્ણની જાંબૂવતી આદિ સ્ત્રીઓ જળક્રીડા કરવાને ગઇ; ત્યાં રાણીઓ નેમિકુમાર પોતાનો દીયર હોવાથી, તેને હાસ્ય વચનો કહેવા લાગી. " અહો, નેમિકુમાર ! તમે વિવાહ કેમ કરતા નથી ? તમારા ભાઇ બત્રીશ હજાર કન્યા પરણ્યાં છે, તો તમે એક પણ કેમ પરણી શકતા નથી ? પૂર્વે સર્વે તીર્થંકરો પણ પરણ્યા હતા; આપણાજ વંશમાં મુનિસુવ્રત જિનેશ્વર પણ પરણ્યા હતા. " આવી આવી યુક્તિઓ કરીને તે સ્ત્રીઓએ પોતાના વ્હાલા દિયરને પરણવાની હા પડાવી. પછી એ વાત શ્રીકૃષ્ણે શિવાદેવીને જણાવી કે, " નેમિકુમારે પરણવાની હા કહી છે. " ત્યારે તો " કોઇ યોગ્ય કન્યા શોધી લાવો. " એમ શિવાદેવીએ કહ્યું. તે વખતે સત્યભામાએ કહ્યું, " મ્હારી બ્હેન દેવાંગના જેવી રૂપવતી છે; સાંદર્યમાં અપ્સરાઓ પણ તેણીનાથી ઉતરતી છે. " રાજિમતીના રૂપનું આવું વર્ણન સાંભળી શ્રીકૃષ્ણે પોતે ઉગ્રસેનની પાસે જઇ તેની પુત્રીને નેમિકુમારને અર્થે માગી. ઉગ્રસેને કહ્યું. " જે આપને રૂચે તેમ કરો. " (અર્થાત્ તેણે પોતાની પુત્રી નેમિકુમારને વરાવી.)

પછી શ્રીકૃષ્ણ સમુદ્રવિજય આદિ રાજાઓએ લગ્નશાસ્ત્રીઓને બોલાવી લગ્નનો શુભ દિવસ પૂછયો. તેઓએ પણ પોતાનાં શાસ્ત્ર વિલોકીને કહ્યું, " શ્રાવણના શુકલ પક્ષનો છઠનો દિવસ વરકન્યાના વિવાહને યોગ્ય છે. " એ ઉપરથી તેમણે તે લગ્ન લીધાં ને પોત પોતાને ઘેર વિવાહ સામગ્રી તૈયાર કરવા માંડી. તે ઉપરથી ગાથા કહી છે. તેનો અર્થ આમ છે કે, શ્રીકૃષ્ણે ઉગ્રસેન રાજાની પુત્રી રાજિમતીને (નેમિકુમારને અર્થે) માગી; વિવાહની સામગ્રી તૈયાર થઇ; ને નેમિકુમાર વસ્ત્રાભૂષણ પહેરી સજ્જ થયા. પછી શ્રાવણ શુદિ છઠને દિવસે લગ્નની વેળા પહેલાં નેમિકુમાર સમુદ્રવિજય આદિ રાજાઓની શ્રેણીથી શોભતા અને શિવાદેવી, સત્યભામા, રૂકિમણી આદિ બહુ સ્ત્રીજનોથી ગવાતાં ગીતો સહિત ઉગ્રસેન રાજાના ગૃહ સમીપે આવી

પહોંચ્યા. તે વખતે પ્રભુએ સારથિને પૂછયું; "આ ધવળગૃહ દેખાય છે તે કોનું ?" સારથિએ આંગળી વડે બતાવીને કહ્યું "એ તમારા સસરા ઉગ્રસેન ભૂપતિનું ગૃહ છે." તે વખતે ગવાક્ષમાં રહેલી રાજિમતી નેમિકુમારને જોવા લાગી. તેણીની સખીઓ પણ પરસ્પર કહેવા લાગી. "એક રાજિમતીજ નિશ્ચે સ્ત્રીવર્ગમાં વર્ણવવા યોગ્ય ગુણુવાળી છે, એવી લાવણ્યની નિધિને નેમિકુમારે પરણુશે." ત્યારે એક બીજી સખી ચંદ્રાનના બોલી. "વિધિએ રાજિમતીનું રૂપ રંભાના રૂપથી પણ અધિક કર્યું છે. જો આમાંથી હવે એ વિધિ વિરહ કરાવે તો નિશ્ચે બહુ અનિષ્ટ થાય" એટલામાં તો પાછું વળીને જોતાં તેણીએ રાજિમતીને જોઈ એટલે તે ઉત્સુક થઈ કહેવા લાગી. "જો રાજિમતી, તું મને કંઇ ઇનામ આપે તો હું તને નેમિકુમાર બતાવું. જો નેમિકુમાર કેવા છે ? પાતાળકુમાર હોયની ! અથવા કામદેવ હોયની ! અથવા સુરપતિ કે મુર્ત્તિમાન્ પુન્યરાશિ હોયની ! હું તે એનું કેટલું વર્ણન કરૂં ? એ તને પરણવાને આવે છે, તે જાણે આત્માએ કરીને વિધાતાનું લુછણું હોયની ! એવો અને નિરૂપમ સૌભાગ્યનો નિધાન છે." વળી હસીને તે બોલી. "બીજા જિનેશ્વર તો મેં દીઠા નથી; આને જોઇનેજ મને સ્વાભાવિક પ્રેમ થઈ આવે છે; માટે ત્હારૂં એની સાથેજ પાણિગ્રહણ યોગ્ય છે."

એવામાં પશુઓનો આર્ત્તસ્વર સાંભળીને નેમિકુમારે દુઃખ સહિત સારથિને પ્રશ્ન કર્યો કે, "અરે સારથિ ? આ દારૂણ સ્વર શેનો છે ?" તેણે ઉત્તર આપ્યો, "આપના વિવાહ પ્રસંગે સ્વજનોને ગૌરવ આપવાને (જમાડવાને) માંસને માટે આણેલાં ને એકઠાં કરેલાં પશુઓનો એ કરૂણામય સ્વર છે !" નેમિનાથે તે સાંભળી કહ્યું. "અહો ! વિચિત્ર ચિત્તવૃત્તિવાળાઓના ચારિત્ર શ્રવણ કરવાં પણ અશકય છે, કે જેઓ પોતાના ઉત્સવને અર્થે જંતુઓ સાથે નિષ્કારણ વૈર બાંધે છે !"

આજ સમયે રાજિમતી બોલી. "અહો સખીઓ ! મ્હારૂં દક્ષિણ નેત્ર ફરકે છે, એ શું હશે ?" સખીઓએ ઉત્તર

આપ્યો. " એ અનિષ્ટ દૂર થાઓ." નેમિકુમારે તે સમયે પોતાના સારથિને રથ પાછો ફેરવવાનું કહ્યું. એટલામાં એક હરિણ નેમિકુમારને જોઈને, પોતાની ડોકથી હરિણીની ડોક ઢાંકી દઇને ભયમાં બોલ્યો. " મને મારો એને ન મારો. મ્હારી સ્ત્રી મ્હારી આપત્તિ દૂર કરનારી છે. તેથી જો તેણીનું મૃત્યું થશે તો મને દુસ્સહ એવો પ્રિયતમાનો વિયોગ થશે." પણ હરિણી તે વખતે હરિણ પ્રત્યે કહેવા લાગી. " હે સ્વામિ તમે ચિંતા ન કરો. આ પ્રસન્ન વદનવાળો નેમિકુમાર ત્રિભુવનનો સ્વામિ છે અને નિષ્કારણ બંધુ છે, માટે એ તો સર્વ જીવનું રક્ષણ કરવા વાળો છે."

પછી એવા એવા નિરપરાધિ પશુઓનો દયાજનક પોકાર સાંભળીને નેમિકુમારે તે સાચવનારાઓને કહ્યું. " જો તમારો સ્વામી મ્હારા વિવાહના સમયે એ જીવોને હણશે, તો હું પરણીશ નહીં; માટે એ પશુઓને છોડી મૂકો. પશુના રુધિરથી છંટાયેલો માણસ દુર્ગતિ પ્રાપ્ત કરે છે; માટે એવા વિવાહરૂપી વિષવૃક્ષની હમણાં મ્હારે જરૂર નથી." આ સાંભળીને શિવાદેવી ગદ્ગદ્ કંઠે બોલ્યાં. " હે જનની વત્સલ પુત્ર! ત્હારે એ પશુઓનું માંસ જમવા ન જમવાનું પ્રથમ શું કામ છે? ફક્ત પાણિગ્રહણનું કામ છે; માટે તેજ તું કર અને મને સંતુષ્ટ કર." આવું શિવાદેવીનું બોલેલું કાનને અમૃત સમાન વાકય સાંભળીને ચંદ્રાનના બોલી. " એ માતાએ કહેલા શબ્દોનો પ્રતિઉત્તર તો આપો; વિના કારણ અવહેલના કરવી રહેવા દ્યો." ત્યારે નેમિકુમાર બોલ્યા. " હે માતા? આગ્રહ ન કરો; માનુષી સ્ત્રી ઉપર મારૂં મનજ નથી. મ્હારી ઈચ્છા મુક્તિરૂપી વધુને વિષે ઉત્કંઠિત છે." તે સાંભળીને રાજિમતી કહેવા લાગી. " હે ધૂર્ત નેમિકુમાર! જો સકળ સિદ્ધ પુરૂષોને ધૂતનારી એવી મુકિતરૂપી ગણિકાને વિશેજ તમારૂં મન હતું, તો આવો પરણવા આવવાનો આરંભ કરીને મ્હારી વિડંબના શા માટે કરી?" પણ તેણીની સખીઓ તેણીને કહેવા લાગી. " હે પ્રિયસખી! એ પ્રીતિ રહિત

તો એના ઉપર શો પ્રીતિભાવ દર્શાવે છે ? આપણે ત્હારે
ટે કોઈ અન્ય પ્રીતિકર વર શોધશું." પણ રાજિમતી એ
ભળતાં કાન બંધ કરીને કહેવા લાગી, "જો આ સૂર્ય પશ્ચિમ
શાએ ઉદય પામે તોપણ આ નેમિનાથને મુકીને હું અન્ય
ામિ કરનારી નથી, જો વિવાહ સમયે મને મ્હારા હસ્ત ઉપર
ારા પ્રિયનો હસ્ત ન મળ્યો તો, હું દીક્ષા સમયે એનો હસ્ત
ારા મસ્તક ઉપર મુકાવીશ." (વાસક્ષેપ નખાવીશ.)

આ વખતે વળી સમુદ્રવિજય બોલ્યા. "હે અત્યંત
ર્મળ અંતઃકરણવાળા પુત્ર ? તું અમારા મનોરથ પૂર્ણ કર;
ઋષભદેવ આદિ જિનેશ્વરો પણ પરણીને મુકિતએ ગયા છે,
નથી ગયા એમ નથી.) હે કુમાર ? બ્રહ્મચારીને એથી (મોક્ષથી)
કે ઉચ્ચ સ્થાન મળતું નથી; કારણ કે એથી એકે બીજું
ચ્ચ પદ છેજ નહીં" ત્યારે નેમિકુમારે કહ્યું. "હે પિતા ?
ક વખત સ્રીસંગમથી અસંખ્ય જંતુઓનો નાશ થાય છે તો
વા અકાર્ય જેવા વિવાહ કાર્યમાં તમે શા માટે આગ્રહ કરો
?" ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા, "હે બંધુ ? એકવાર પ્રસન્ન થઇને
ત પિતાનો મનોરથ પૂર્ણ કર ને વિવાહ કરવા દે." નેમિ-
મારે તે સાંભળીને કહ્યું. "એકવાર તમારા અને માતાપિતાના
ાગ્રહથી તો મેં વિવાહ કરવાનું અંગીકાર કર્યું હતું, પણ
હિં તો વિવાહ કરવામાં અનેક જીવોનો સંહાર થાય છે માટે
ર તમારે ન બોલવું." એ ઉપરથી સમુદ્રવિજય પ્રમુખ સૌ
ન રહ્યાં; ને નેમિકુમાર ઘેર પાછા ગયા.

તે સમયે સારસ્વાત લોકાંતિક દેવોએ આવીને કહ્યું, "હે
ર્પ ઉપર વિજય મેળવનારા અને અનેક જંતુઓને અભય
ાપનારા સ્વામિ ? આપ નિત્ય ઉત્સવને અર્થે તીર્થને પ્રવર્તાવો."
પ્રમાણે સ્વામિ નેમિનાથ ભગવાનને પ્રણામ કરીને લોકાંતિક
ાતાએ વિનંતિ કરી. ત્યાર પછી શોક કરતા સમુદ્રવિજય રાજા
ને શિવાદેવીને જોઇને કૃષ્ણે કહ્યું. "અહો માતાપિતા ? હર્ષને
ાને આ વિષાદ શાનો ?" પછી પ્રભુએ સુર્યના ઉદયથી

પોરશી પર્યંત એક ક્રોડને આઠ લાખ સોનૈયાનું દાન હંમેશાં એક વર્ષ પર્યંત આપ્યું. એ પ્રમાણે દાન દઇ તેમણે દીક્ષા ગ્રહણ કરી. પછી સર્વ કર્મનો ક્ષય થયે તેમને રૈવતાચળ ઉપર કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. એટલે તે વખતે ઇંદ્રોએ મળી સમવસરણ રચ્યું. ત્યાં અનેક દેવો, રાજાઓ, કૃષ્ણ આદિ ધર્મ સાંભળવા આવ્યા. તે વેળા પ્રભુએ દેશના દીધી. "હે જીવો ! આ સંસાર છે તે ભયાનક અટવીતુલ્ય છે; શરીર છે તે બહુ છિદ્રોએ યુકત એવું એક ગૃહ છે. આ બળવાન કાળ એક ચોર છે; માટે મોહ રૂપી અંધકારમય રાત્રિને વિષે તમે ધ્યાન રૂપી ખડગ, વિરતિ રૂપી ઢાલ અને શીયળ રૂપી કવચ લઇ સાવધાન રહી ચક્ષુઓ સ્થિર રાખી જાગતા રહો. આ સંસાર રૂપી સમુદ્રમાં પ્રાણીઓ કર્મ રૂપી કલ્લોલમાં ભમતા ભેગા થયા છે અને જૂદા પણ થાય છે; તો તેમાં કોને કોનો બાંધવ કહેવો ?

પ્રભુનો આવો ધર્મોપદેશ શ્રવણ કરીને વરદત્ત પ્રમુખ અનેક મહીપતિઓએ દીક્ષા ગ્રહણ કરી. તેમને પ્રભુએ ગણધર પદવી આપી. તે સમયે રાજિમતીએ ઉભા થઇને પ્રભુને નમસ્કાર કરી તેમની પાસે દીક્ષા માગી, એટલે તેમણે તેણીને દીક્ષા આપી. તે ગ્રહણ કરી તેણીએ નાના પ્રકારની તપશ્ચર્યા કરતાં સંયમ પાળ્યો. એવામાં નેમિનાથ પ્રભુના નાના ભાઇ રથનેમિ પણ પિતાની આજ્ઞા લઇને ભગવાનની પાસે દીક્ષા અંગીકાર કરીને તપ કરવા લાગ્યા.

એકવાર એમ બન્યું કે, રાજિમતી સાધ્વી નેમિનાથ ભગવાનને વાંદવાને જતા હતા, એવામાં રસ્તે મેઘવૃષ્ટી થવા લાગી. મેઘ અત્યંત વર્ષવાથી વસ્ત્ર ભીંજાયા, તેથી તે સુકવવાને તે એક ગુફામાં ગયા. ત્યાં જઇ પોતાનાં સર્વ વસ્ત્રો તેમણે છૂટાં છૂટાં સુકવ્યાં. એ વખતે શ્રી નેમિશ્વરના લઘુભાઇ *રથનેમિ સાધુ પણ

* આ ઠેકાણે બીજા અનેક ગ્રંથોમાં એમ છે કે, પ્રથમ રથનેમિ કાઉસગ્ગ કરીને ગુફામાં રહ્યા હતા, ને રાજિમતી વર્ષાદને લીધે પછી ગુફામાં ગયા, માટે તત્વ કેવળીગમ્ય.

આપેજ મને બચાવી સો ટચના સોનાની પેઠે અંકિત કરી છે. જેમ અગ્નિથી શુદ્ધ થઇ સોનાની કિંમત અંકાય છે, તેમ અગ્નિ સંયોગવડે મારી પવિત્રતાની ખાત્રી થઇ છે. જો આપે મને વનવાસ ન કરાવ્યો હોત, તો આ સંસ્કારથી હું બેનશીબ રહી હોત, જગતમાં જાહેર ન થાત. માટે જે થયું છે તે સારૂંજ થયું છે અને એ સારૂ કરનાર આપજ છો, જેથી આપને શોક કરવાનું કશું કારણ નથી.” આ પ્રમાણે પતિ-પત્નિનાં વચનો સાંભળી એકઠો થયેલો જનસમાજ પણ એકે અવાજે કહેવા લાગ્યો કે-“ જુઠા આરોપને લીધે સીતા માતાએ પોતાના પ્રાણની અગ્નિને આહુતિ આપી, પણ અગ્નિએ એમના સત્યશીલને જગ જાહેર કરવા પાણી રૂપ બની એમને ઉગારી લીધાં- એજ એમના સતીત્વની સાબિતી છે. આખર સત્યનોજ જય થાય છે એમાં કશો શક નથી.”

આ પ્રમાણે શીળના પ્રભાવની પ્રશંસા થઇ રહી છે, એટલામાં તો એજ સ્થળે ચાર જ્ઞાન ધરાવનારા શ્રી શીલચંદ્ર-સૂરિજીનું પધારવું થયું. ગુરૂને પધારેલા જોઇ રામ સહિત તમામ પૂરજનોએ વિનય સહ ગુરુવંદન વિધિ સાચવી. ગુરૂને વાંદી ધર્મોપદેશ સાંભળવાની ઇચ્છા જાહેર કરી. એટલે ધર્મગુરૂએ વિશેષ લાભ જાણી સર્વ જીવોને ધર્મ વચન સંભળાવ્યાં; તે અસરકારક ઉપદેશ સાંભળી શ્રોતાજનો પૈકી કેટલાક પ્રતિબોધ પામ્યા. સીતાજીએ જ્ઞાનીગુરૂને પૂછયું કે-“ હે ઉપકારી ગુરૂરાજ! મારા માથે આ અપવાદ કયા પૂર્વકર્મને લીધે આવ્યો ? તે કૃપા કરી કહો.” ગુરૂએ સીતાના તથા શ્રોતાઓના હિતાર્થે જ્ઞાનોપયોગ દઈ કહ્યું-“ હે મહાનુભાવ ? હિત ચિંતવનારા મનુષ્યોએ હંમેશાં જૂઠવચન, ખોટું આળ, ચાડી અને છાની વાતો જાહેરમાં લાવવી, વિગેરે ત્યાગ કરવા યોગ્ય છે. નિર્દોષ મનુષ્યને માથે ખોટું આળ ચઢાવવું એ તો ઘણું ખરાબ છે. જે દુષ્ટબુદ્ધિ બીજાને માથે જૂઠું કલંક મૂકે છે તે દુરાત્મા ખચિત જનમંડલમાં નિંદાનુંજ પાત્ર થાય છે, એટલુંજ નહીં પણ અંતે અતિ કઠિન દુઃખો ભોગવે છે. અહંકાર લાવી જે મનુષ્ય પાંચ

સમિતિ ને ત્રણ ગુપ્તિના ધારણ કરનારા તથા શુદ્ધ ભાવવંત બ્રહ્મચારી સાધુને કૂડું કલંક લગાડે છે, તે આ સતી સીતાની પેઠે ખોટી રીતે કલંકિત થાય છે.

પૂર્વભવમાં આ સીતાનો જીવ આ ભરતક્ષેત્રની અંદર મિણાલિની નગરીમાં શ્રીભુતિ પુરોહિતની સરસ્વતી નામે સ્ત્રીની પુત્રી વેગવતી હતો. એક વખત એ ગામના જંગલમાં કોઈ એક તપસ્વી મુનિ આવી કાઉસગ્ગ ધ્યાન ધરી રહેલા હતા, તેમને વાંદવાને માટે ભાવિક નર નારીઓનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. એ જોઈ પરાપૂર્વથી બ્રાહ્મણને અને જૈન યતિને વર ચાલતું હોવાને લીધે વેગવતી બ્રહ્મકન્યાને પણ તે મુનિ પર ઈર્ષ્યા ઉત્પન્ન થઈ; તેથી ભાવિક જનમંડળ આગળ તે કહેવા લાગી કે—"જ્યારે તમે આવા કપટી પાખંડીની સેવા કરો છો, ત્યારે પવિત્ર કર્મકાંડી બ્રાહ્મણની સેવા શા સારૂ નથી કરતા? આ વેષવિડંબકને તો મેં હમણાં એકાંતમાં એકી સ્ત્રી સંગાથે ક્રીડા કરતાં દીઠો હતો. એટલામાં વળી મહાસિદ્ધ બની ધ્યાન ધરવા લાગ્યો છે. અહા! દાંભિકો પણ શું શું ડોળ ધરી ભોળા લોકોને ભરમાવે છે!!" જો કે પરીક્ષક ભાવિક જનોએ તો તે વેગવતીની વાતને ધિક્કારી કહાડી શુદ્ધ ભાવવડે તે સાધુની સેવા તરફ વિશેષ ધ્યાન આપ્યું; પરંતુ ખોટા આળને લીધે સાધુના જીવને સંતાપ વધતાં તે વિચારવા લાગ્યા કે—"હું બિલકુલ નઠારા માર્ગે વિચર્યો નથી, છતાં આ જન સમુદાયની રૂબરૂ મને નાહક આળ ચડાવી દીધું તેથી અન્ય તો મને દુઃખ નથી થતું પણ દ્વેષીજનોને વિના કારણે જૈન શાસનની હિલના કરવાનું બહાનું હાથ લાગ્યું, તેથી મને વિશેષ દુઃખ થાય છે; માટે જ્યાં લગી મારા માથેથી આ કૂડું કલંક દૂર થશે નહીં ત્યાં સુધી હું આહાર પાણી લઈશ નહીં." તે વિશુદ્ધાત્મન તપસ્વી આ પ્રમાણે કઠિન પ્રતિજ્ઞા કર્યા પછી કાઉસગ્ગ સહધ્યાનારૂઢ થયા. આમ થવાથી શાસનદેવીએ વેગવતીની ખોડ ભૂલાવવા અને તપસ્વીની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા, તે અદેખાઈની પુતળી વેગવતીના શરીરમાં એવી તો કઠિન વેદના પેદા કરી કે તેણીનો

ફ્કત જીવ જવોજ બાકી રહ્યો. તેણીને કષ્ટ આપી દેવીએ દેવવાણીમાં કહ્યું કે-" આ દુષ્ટા વેગવતીએ દુષ્કર તપશ્ચર્યા કરનારા સાધુને નાહક આળ ચઢાવ્યું છે. એ મુની તો તદ્દન નિર્દોષ છે, અને આ દુરાત્મા વેગવતી તદ્દન જૂઠું બોલનારીજ છે, તથા તેણીના હું પ્રાણ લઇશ." આવી દેવવાણી થતાંજ વેગવતી સકળ જન સમક્ષ કહેવા લાગી કે-' હે દયાળુ મુનીવર, હું આપને વંદના કરૂં છું. ગુરૂજી ? હું આપની અપરાધિની છું, મેં આપને માથે કુડ કલંક ચડાવેલું છે; હું અતિ અધમ હોવાથીજ મેં આ નીચ આચરણ આચર્યું છે; માટે મને ક્ષમા આપો." એમ કહી દિક્ષા યાચના કરી. વેગવતીના કોમળ પરિણામને ધ્યાનમાં લઇ તે ક્ષમાસમુદ્ર સાધુએ તેણીને દીક્ષા આપી. વેગવતી સાધ્વીએ આયુષ્ય પૂર્ણ થતાં શુભ પરિણામના યોગે સ્વર્ગમાં નિવાસ કર્યો. ત્યાંથી ચ્યવીને જનકરાજાને ત્યાં સીતા નામથી તું રાજબાળા થઇ; હે સતી સીતા ? તું તારાં પાપ સમ્યક્ પ્રકારે આળોવ્યા વગર મરણને શરણ થઇ, જેથી આ ભવની અંદર મુનિને ખોટું આળ આપ્યાને લીધે તારે માથે કૂડું આળ ચડયું હતું." એ ઉપદેશની સચોટ અસર થવાથી રામચંદ્ર અને સીતા વિશેષ પ્રકારે ધર્મકાર્યમાં લીન રહેવા લાગ્યાં. કેટલોક વખત વીત્યા પછી સતી સીતાએ પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્તિને યોગે સંસારના ક્ષણિક સુખને છોડી દઇ અચળ સુખદાતા સંયમ ગ્રહણ કર્યું; શુદ્ધ પ્રકારે પ્રભુની આજ્ઞા પ્રમાણે સંયમ પાળી આયુના અંતે અચ્યુત નામના બારમાં દેવલોકમાં ઇંદ્રની પદવી પ્રાપ્ત કરી. અહા ! તપ, સંયમ અને શુદ્ધ ભાવના સંયોગથી સ્ત્રીવેદને અંત લાવી પુરૂષવેદને પણ પ્રાપ્ત કરી શકાય છે ! ! એક સમય સતી સીતાના જીવ ઇંદ્રે રામની પાસે આવી તેને પ્રતિબોધી પોતાના આત્માનો ઉદ્ધાર કરવાની પ્રેરણા કરી, પૂર્વપ્રેમ સંબંધને ઉત્તમ પ્રકારે શોભાવ્યો. ( એ અધિકાર માટે રામચરિત્રનું અવલોકન કરવું. ) સીતાનો જીવ ઇંદ્રલોકમાંથી ચ્યવી અન્ય ભવ કરી અનુક્રમે મોક્ષે જશે.

ઇતિ સીતાજીની કથા



સીતા અને લવ, કુશ

શ્રી મેઘજી હીરજીના સૌજન્યથી.

Lakshmi Art. Bombay 8.

# સુભદ્રા

શ્રી વીર પ્રભુના સમયમાં વસંતપુર નામના નગરમાં જિતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. જિનદાસ નામનો શ્રાવક તેનો પ્રધાન હતો. તત્ત્વમાલિની નામની તેની ધર્મપત્નિ હતી. તેણીની કુક્ષિએ મહા સ્વરૂપવાન સુભદ્રા નામની પુત્રી ઉત્પન્ન થઈ હતી. તે જેવી સ્વરૂપવાન હતી તેવીજ તે ગુણવાન પણ હતી. તેને માટે યોગ્ય વર મેળવવા સારૂ જિનદાસ હમેશાં ચિન્તામગ્ન રહેતો હતો. જિનધર્મી પાત્ર મેળવવા તરફ તેનું ખાસ લક્ષ હતું.

એક વેળા ચંપાનગરીનો બૌદ્ધ ધર્મ પાળક બુદ્ધદાસ નામનો વેપારી વસંતપુરના આપણા આ પ્રધાનના ઘર પાસેથી પસાર થતો હતો; તે સમયે અચાનક સુભદ્રાનો રૂપરાશી તેની દૃષ્ટિએ પડયો, આશ્ચર્યસહ પુછપરછ કરતાં જાણવામાં આવ્યું કે "તેણી હજી કુંવારી છે અને તેના માતા પિતા તેને માટે જૈન ધર્મ રકત યોગ્ય વરની તપાસ કરે છે." બુદ્ધદાસે તત્ક્ષણે નિશ્ચય કર્યો કે "તેણીને મેળવવા માટે હું જિન ધર્મી પણ થઇશ." કાર્ય સાધનાર્થે તેણે જિન ધર્મનો અભ્યાસ કરવા માંડયો અને તદનુસાર ધર્મ કરણી પણ કરવી શરૂ કરી. નિરંતર નિયમિત જિન મંદિરે દર્શન પૂજા કરવા, ગુરૂઓને વંદન કરવા,

ધર્મોપદેશ શ્રવણ કરવા માટે વ્યાખ્યાન શાળાએ જવા અને પ્રતિક્રમણાદિ ક્રિયાઓ કરવા ઉપાશ્રય આદિ સ્થળોએ આવવા લાગ્યો; એટલુંજ નહિ પરંતુ વ્રતપચ્ચખ્ખાણ વિગેરે પણ કરવા લાગ્યો. આ રીતના તેના ચાલુ વ્યવસાયથી તે શુદ્ધ શ્રાવક બની ગયો અને લોક સમુહની નજરે ચડયો. સહેજે તે જિનદાસની દ્રષ્ટિએ આવ્યો અને તેના તરફ તેનું ધ્યાન ખેંચાયું; એટલે એક દિવસ તેણે તેને મહેમાન તરીકે ભોજન માટે આમંત્રણ આપ્યું. વહેલી સવારના પ્રતિક્રમણ કરી, પછી નવકારશીના પચ્ચખ્ખાણથી બદ્ધ થઈ દેવ દર્શન કરી પછી વિધિપૂર્વક અષ્ટ પ્રકારી પૂજા સેવા કરી સ્નાત્ર ભણાવી સાધુ પાસેથી ધર્મોપદેશ શ્રવણ કરી, વિગેરે ધાર્મિક નિત્ય કર્મથી પરવારી ભોજન વેળાએ તે જિન દાસ પ્રધાનને ઘેર આવ્યો. ભોજનનો સર્વ વિધિ પણ ધર્માનુસાર પતાવી થાળી ધોઈ પાણી પીધું. આ રીતે વિધિએ પૂર્ણપણે શ્રાવક ધર્માનુસાર વર્તન જોઈ જિનદાસ તો તેના પર ઘણોજ પ્રસન્ન થઈ ગયો, અને તેની સાથે સુભદ્રાનો સંબંધ બાંધવા મન સાથે નિશ્ચય પણ કર્યો. વાત પરથી વાત કાઢી જિનદાસે બુદ્ધદાસને પોતાની તે ઇચ્છા વ્યક્ત પણ કરી. બુદ્ધદાસે પણ સમજી જઈને જરાતરા આનાકાની સાથે બહુ માન સહ તેની માગણી સ્વીકારી. બુદ્ધદાસે કહ્યું કે "જો કે હાલમાં મ્હારો વિચાર લગ્ન કરવા તરફ નથી, તોપણ આપ સરખા મહાપુરૂષનું વચન હું લોપી શકતો નથી; આપશ્રીની આજ્ઞાને આધિન છું." પ્રધાન તો તેની આવી વિનયશીળ વાણીથી મુગ્ધ થઇ ગયો! શુભ મુહુર્ત જોવરાવી મોટા મહોત્સવ પૂર્વક બુદ્ધદાસ સાથે સુભદ્રાનાં લગ્ન લીધાં. પરણ્યા પછી સુભદ્રાના પુણ્ય પનોતા પગલાંથી પુષ્કળ લાભદાયી આવાદાની થઇ; અમુક સમય વીત્યા પછી પુષ્કળ દ્રવ્ય સાથે નવવધુને લઇ પોતાને દેશ જવા માટે શ્વસુર વર્ગની રજા માગી. માતા પિતા પણ પોતાના કમાઉ દિકરાને નવવધુ સાથે આવતો જાણી અતિ આનંદ પામ્યા અને પોતાને ઘણાજ ભાગ્યશાળી ગણવા લાગ્યા.

સુશીલ સુભદ્રા પણ સાસુ સસરાનો વિનય સાચવી ધર્મકાર્યમાં તત્પર રહી સ્વામિ સંગાથે આનંદ કરતી પોતાની જાતને અહો-ભાગ્ય માનવા લાગી.

નિત્ય નિયમ મુજબ વળતે દિવસે સુભદ્રા જિનમંદિરે દર્શન કરવા ગઈ, ત્યાંથી ઉપાશ્રયે જઈ સાધુ વૃંદને વાંદી ઘેર આવી. તેની સાસુએ આ વાત જાણી એટલે પુત્રવધુને જણાવ્યું કે "દિકરી ! આપણા કુળમાં બુદ્ધદેવ એજ ભગવાન છે, હવેથી તમારે તેનીજ આરાધના કરવાની છે, તેથી તમો આજ પછી બીજા કોઇ દેવ દહેરે જશો નહિ." સુભદ્રા તો સાસુજીના આવાં આશ્ચર્યકારક વચનો શ્રવણ કરી અવાક થઈ ગઈ; વિચારવા લાગી કે " આ શું ? જરૂર, મારા પિતાને ઠગવામાં આવ્યા છે ! પરન્તુ હવે શું થાય ? વિરૂદ્ધ બોલવામાં કાંઈજ લાભ થશે નહિ; માટે સમયોચિત્ત મૌનપણે મ્હારે મ્હારો ધર્મ સાચવીનેજ રહેવું.

આ રીતે સાસુને કંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં સુભદ્રા તો હમેશાં જિનમંદિરે દર્શન કરવા જવા લાગી; આવું જાણીને સાસુ પણ સમજી ગઈ કે વહુ પોતાનું લીધું પણ મુકવાની નથી, તેથી તેને બહુ બળતરા થવા લાગી. પરિણામે તે વહુના છિદ્રો જોવા લાગી અને તેને હિણુવાના બહાના ખોળવા મશગુલ રહી. આટલું છતાં સુભદ્રા પોતાનો નિત્ય નિયમ ચુકતી નહીં.

એક વેળા માસખમણના પારણે કોઈ તપસ્વી સાધુ મુનિરાજ સુભદ્રાને ઘેર આવ્યા; એટલે સુભદ્રા તે મુનિરાજને શુદ્ધ આહાર વહોરાવવા લાગી. તેજ સમયે તે મુનિ મહારાજની આંખમાં તણખલું પડયું અને તેની વેદનાને પરિણામે આંખ દુખવા લાગી. આ ઉપરથી સુભદ્રાએ તે કષ્ટ દૂર કરવા યત્નપૂર્વક લઘુ લાઘવી કળાએ કરી જીહ્વા વડે તે કહાડી નાંખ્યું. પરન્તુ તેમ કરતાં સુભદ્રાના કપાળનું તાજું તિલક તે સાધુના કપાળને

અડી જતાં ત્યાં તેનો ડાઘ પડી ગયો ! સંજોગવશાત્ આ બનાવ તેની સાસુના જાણવામાં આવતાં પોતાના પુત્રને તે વાત કહી દેખાડી, બોલી કે "જો, આ ત્હારી સ્ત્રીના ચરિત્ર, છે હવે કાંઇ બાકી ? જ્યાં સુધી આ વાત બહાર નથી ગઇ ત્યાં સુધી તો સારૂં છે; પણ જેવી વાત પ્રસરશે કે તરતજ પછી ઘરની આબરૂ લાખની છે તે રાખની થઈ જશે; માટે પાણી પહેલાંજ પાળ બાંધવી સારી છે, પછી તો તારી મરજી. આટલા દિવસ તો હું એમ ધારી મૌન રહેતી હતી કે વહુ નાની ઉમ્મરના છે, વખત આવ્યે સૌ સમજશે, પરન્તુ આમ તો ઉલટી વાત વીફરતી જતી જાણી, તથા મ્હારાથી નથી રહેવાતું એટલે આ વાત બની તે મ્હારે ત્હારા પાસે પ્રત્યક્ષ કરવી પડી છે. મ્હને તો તે ત્હને કહેતાં પણ શરમ આવે છે, પણ નિરૂપાયેજ મ્હારે તે કહેવી પડે છે; હવે તો તું જાણે ને એ જાણે. સુઝે તેમ વર્ત્તો."

પ્રત્યક્ષ જોઇ અને માતાના ઉપદેશની અસરથી ઘાયલ થઇ બુદ્ધદાસે આજથી સુભદ્રા સાથેનો સંબંધ તદ્દન બંધ કર્યો. પરિણામે સુભદ્રાએ પોતાને માથે કલંક આવ્યાનું જાણ્યું; એટલે તેણે પોતાના સ્વામિને તે બાબત સ્પષ્ટ કહી બતાવી; પરન્તુ બુદ્ધદાસને તે વાતમાં સત્ય ન જણાયું.

પોતાને માથે ખોટું આળ ચડ્યાથી તે દૂર કરવા અન્તે સુભદ્રાએ કાયોત્સર્ગ કર્યો. કલંક મુકત થયા પછી જ કાઉસગ્ગ પારવાના નિયમ સાથે તેણી અન્નજળ ત્યાગ કરી ધ્યાન મગ્ન થઈ. તેનું મક્કમ નિશ્ચલપણું જાણી અઠ્ઠમ તપને અંતે શાસન દેવી પ્રકટ થઈ બોલી કે "ત્હારો સાત્વિક ધર્મ ભાવ અને શુદ્ધ વૃત્ત પાલન જોઇ હું પ્રસન્ન થઇ છું. માટે તું હવે પારણું કર." કાઉસગ્ગ પારી તે બોલી કે "હે પુજ્ય શાસન દેવ ! મ્હારૂં કલંક દૂર થયા પછી જ હું ભોજન લઇશ." દેવી "તથાસ્તુ" કહી અંતર્ધ્યાન થઇ ગઈ. સુભદ્રા આનંદમગ્ન થઈ યોગ્ય તકની રાહ જોવા લાગી.

વળતે દિવસે પ્રભાતે નગરીના દરવાજા ઉઘાડવાના સમયે ગમે તેટલા પ્રયત્ન છતાં તે ઉઘડી શકયા નહિ; એટલે રાજાને આ વાતની જાણ કરવામાં આવી; તે પણ આ બનાવથી આશ્ચર્ય પામ્યો ! ઘણા પ્રયત્નો છતાં કાંઇ વળ્યું નહીં; લોકોની વ્યાકુળતા અને પ્રાર્થના પછી આકાશવાણી સાંભળવામાં આવી જે "જે શુદ્ધ સતી હોય તે કાચા સુતરને તાંતણે ચાળણી બાંધી તે વડે કુવામાંથી જળ કાઢી શહેરના દરવાજાને અંજળી છાંટશે તો કમાડ ઉઘડશે." આ સાંભળીને રાજાએ શહેરમાં દાંડી પીટાવી જે "કોઇ પણ સતી સ્ત્રી જે દરવાજા ઉઘાડશે તેનું રાજ્ય તરફથી બહુમાન કરવામાં આવશે." આવી જાહેરાતને લીધે અનેક સ્ત્રીઓએ તેવા પ્રયત્ન કર્યા, પણ કાંઈજ કાર્ય સિદ્ધ થયું નહીં ! એટલે રાજા તો નિરાશ બની ગયો.

સુભદ્રાએ આ ઢંઢેરો સાંભળીને પોતાની સાસુને કહ્યું કે "માતાજી ! આપની રજા હોય તો હું બંધ રહેલા દરવાજા ઉઘાડવા જાઉં." વહુનું બોલવું સાંભળી સાસુ બોલ્યા: "એક વાર તો તેં કુળને કલંક લગાડતાં મેં નજરોનજર જોઈ છે, અને હવે તે વાત પ્રસિદ્ધ કરી જાહેરમાં જ આબરૂને હાની પહોંચાડવાનો પ્રયત્ન કરી ફજેતાનો વધારો કરવો છે ! હું જાણું છું—ઘર આખુંય જાણે છે તું કેવી સતી છો તે ! છાના માના બેસી રહો તો બહુ છે. બાંધી મુઠી લાખની !" આટલું છતાં સુભદ્રા બોલી કે, "હું અંતરિક્ષદેવની રજા લઇને પછી જઈશ." દિવ્ય ધ્વનિ વડે સમ્મતિ મળતાં જ સુભદ્રા જવા માટે તૈયાર થઇ બહાર નીકળી. શહેરના મધ્ય ભાગમાં રહેલા કુપમાંથી કાચા સુતર વડે ચાલણી બાંધી તે વડે નીર સીંચી બહાર કાઢી શહેરના ત્રણ દરવાજા પર તેની અંજળી છાંટી તે દ્વાર ઉઘાડયા. ચોથો દરવાજો બીજી કોઇ સતી સ્ત્રીની પરિક્ષાના નિમિત્તને માટે ઉઘાડવો રહેવા દઈને તે પાછી ફરી ઘેર આવી. આજસુધી પણ તે દરવાજો બંધ છે.

રાજા પ્રજા વિગેરે સર્વ લોક સમૂહે આવા પ્રકારના ચમત્કારથી શ્રદ્ધા પામી જૈન ધર્મ સ્વીકાર્યો, અને તેની સાસુ પણ પોતે ધર્મ દ્વેષ વશ વર્ત્તી કરેલ અપરાધની વહુ પાસે માફી માગી. પરિણામે આખા કુટુમ્બે શુદ્ધ ભાવથી તે ધર્મ સ્વીકાર્યો.

અનુક્રમે સતી સુભદ્રાએ જૈન સાધુ મહારાજ પાસે દિક્ષા અંગીકાર કરી, કેવળજ્ઞાન પામી, મોક્ષનાં શાશ્વત સુખ પ્રાપ્ત કર્યાં. ઇતિ સુભદ્રાની કથા.



# શિવા સતી.

સમ્યક્ પ્રકારે શુદ્ધ રીતે શીયળ પાળનાર જનો, શિવા સતીની પેઠે જલ્દીથી સુખ પ્રાપ્ત કરે છે.

ઉજ્જયિની નગરીને વિષે ચંડપ્રદ્યોતન રાજા ન્યાયમાર્ગે રાજ્ય કરતો હતો. એકદા તે રાજસભાને વિષે બેઠો હતો, ત્યાં એક દુત આવ્યો. તેણે અંજળિ જોડીને રાજાને પ્રણામ કર્યો. રાજાએ પૂછ્યું. "તું કોણ છે? અને શા માટે આવ્યો છે?" તેણે કહ્યું. "વિશાળા નગરીને વિષે ચેટક રાજા રાજ્ય કરે છે, તેની શિવા નામે પુત્રી દેવકન્યા જેવી છે અને ચોસઠ કળામાં પ્રવીણ છે, તે પુત્રીને ચેટક રાજા તમારે વેરે આપવાનું ધારે છે; જો તમારી રુચિ હોય તો તમેજ એને પરણો, અન્યથા તે તેણીને અન્ય ભૂપતિને દેશે." તે સાંભળી ચંડપ્રદ્યોતન રાજાએ કહ્યું. "ચેટકરાજાએ કહેવરાવ્યું છે, તે પ્રમાણુજ છે, તે પ્રમાણુજ છે." એમ તેણે હા કહી; તેથી ચેટક રાજાએ પોતાની શિવા પુત્રીને મહોત્સવ પૂર્વક ચંડપ્રદ્યોતનની સાથે પરણાવી.

એ શિવા રાણી એકદા શ્રી વીર ભગવાન્ પાસે ધર્મોપદેશ શ્રવણ કરવા ગઈ, ત્યાં તેણીએ જૈન ધર્મ અંગીકાર કર્યો. કોઈ-એક દેવતાએ તેને શીયળથી ચળિત કરવાનો પ્રયાસ કર્યો હતો, પણ તે મહાસતી પોતાના વ્રતમાં દઢ રહી હતી. એ નગરને

વિષે નિરંતર અગ્નિનો ઉપદ્રવ થયા કરતો હતો; ઘણા ઘણા ઉપચાર કરવામાં આવતા, પણ વૃથા. એમ રાત્રી દિવસ નગરને તે અગ્નિ પ્રજવાળતો હતો. એકદા રાજાએ બુદ્ધિના ભંડાર એવા અભયકુમાર મંત્રીશ્વરને મહા પ્રયાસે ત્યાં આણ્યો, ને "અગ્નિ શમતી નથી એનું શું કરવું?" એમ પૂછ્યું. મંત્રીશ્વરે ઉત્તર આપ્યો. "જો શીયળવતી નારી પોતે અહિં આવીને સર્વ ઘર ઉપર નીર છાંટે, તો એ અગ્નિ ઝટ શાંત થાય." તે ઉપરથી બહુ બહુ સ્ત્રીઓ ત્યાં આવીને જળ છાંટી ગઇ. પણ વૃથા. જ્યારે શિવા સતિએ પોતે આવીને સર્વ સ્થળે જળ છાંટયું ત્યારે તત્કાળ અગ્નિ શમી ગયો. તે વખતે સર્વ લોકોએ ઉદ્ઘોષણા કરી કે, "આ શિવા મહાસતી છે." કહ્યું છે-"કે જે પુરુષો પરસ્ત્રીઓના રૂપને દેખીને પણ વૃષભ સરખા ધીર થાય છે, તો તે કેમ વંદનીક ન હોય?" એમ રાજા તથા લોકો કહેવા લાગ્યા; વળી દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને કિન્નર પ્રમુખ પણ, દુષ્કર કાર્ય કરનાર એવા બ્રહ્મચારીને નમસ્કાર કરે છે. શીયળ મનુષ્યોના કુળને ઉન્નતિ કરવાવાળું, પરમ ભૂષણ રૂપ, કયારે પણ નાશ નહિ પામનારૂં, આશ્ચર્યકારી, પવિત્ર સદ્‌ગતિદાયક, દુર્ગતિનો નાશ કરનારુ, પવિત્ર એવા મ્હોટા યશને અપાવનારૂં, ઉત્કૃષ્ટ એવા મોક્ષનું કારણ અને કલ્પવૃક્ષ રૂપ છે. અનુક્રમે તેણીએ (શીવા સતીએ) શ્રી વીર પ્રભુ પાસે દીક્ષા લીધી, ને નાના પ્રકારની તપશ્ચર્યાથી કર્મ ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કર્યો. ઇતિ શિવા સતીની કથા.





કુંતાજી અને પાંડુ રાજા

શ્રી મેઘજી હીરજીના સૌજન્યથી.

Lakshmi Art, Bombay, 8.

## કુંતાજી

**દઢ નિશ્ચયથી ઇચ્છિત સાધી શકાય છે એ વાતની ખાત્રી કુંતાજીની કથાથી થાય છે.**

મથુરાની અંદર મહાપ્રતાપી ભોજકવૃષ્ણિ રાજા રાજ્ય કરતો હતો; તેને ઉગ્રસેન નામનો પુત્ર થયો. શૌર્યપુરની અંદર અંધકવૃષ્ણિ રાજા રાજ્ય કરતો હતો; તેની સુભદ્રા રાણીની કુખથી દશ દશાર્હ એટલે સમુદ્રવિજય, અક્ષોભ, સ્તિમિત, સાગર, હિમવાન, અચળ, ધરણુ, પૂરણુ, અભિચંદ્ર અને વસુદેવ એ દશ ભાઇઓને રૂપમાં કામદેવની સ્ત્રી રતિનું પણ અભિમાન ઉતારે એવી કુંતી અને માદ્રી નામની બે બહેનો હતી.

હસ્તીનાપુરનો (દિલ્હીનો) રાજા પાંડુ મહા સ્વરૂપવંત અને પ્રૌઢ પ્રતાપી હતો; તે એક વેળા શિકાર ખેલવાને વાસ્તે ગાઢ વનમાં ગયો. ત્યાં મોગરાના ફુલનો હાર પહેરી ફરતો પાંડુરાજા (આમ્રવૃક્ષ) માકંદ વૃક્ષને જોઈ મદયુકત થયો, નારંગીના વૃક્ષને જોઇ આનંદ પામ્યો, કામદેવના દીવા સરખા ચંપાના ઝાડ જોઈ અતિ રાજી થયો, બોલસીરીની પુષ્પકળીઓથી વ્યાકુળ અને અશોક-વૃક્ષને જોઈ શોક રહિત થયો. તે ફરતો ફરતો એક આંબાના ઝાડની પાસે જઇ પહોંચ્યો. ત્યાં એક પુરૂષ ચિત્રેલું એક ચિત્ર જોતો હતો. તેણે પાંડુ રાજાને પોતાની નજીક આવેલા જાણી તે પટ્ટ ઉપર આળેખેલું ચિત્ર ઢાંકવા માંડ્યું, એટલે રાજાએ

પૂછ્યું-"એ પટ્ટ ઉપર શું આળેખેલું છે!" તે પુરૂષે ઉત્તર આપ્યો કે "એક સ્ત્રીનું ચિત્ર આળેખેલું છે." એમ કહી તે ચિત્ર રાજાને દેખાડયું. રાજાએ તે અદ્‌ભુત સ્ત્રીની છબીને નિહાળી માથું ધુણાવી વિચાર્યું-"અહા ! શું એનું સૌંદર્ય ! વાહ, શું એનો સ્વાભાવિક કાંતિસમૂહ ! ખરેજ આ સુંદરી ઉપમેય યોગ્ય કોઇ સાદૃશ વસ્તુજ નથી તો તેણીને શાની ઉપમા આપું ? માટેજ એ અનુપમેય અંગના છે, અને તેથી ખચિત તે અલૌકિક સુંદરીનો જે પતિ થશે તે બેશક વિશેષ ધન્યવાદને પાત્ર થશે." ઇત્યાદિ તેણીના ગુણાનુવાદ વિચારી તે પુરૂષને પૂછયું આ કોની છબી છે ? ચિતારે ઉત્તર આપ્યો-" શૌર્યપુરના રાજા અંધકવૃષ્ણિની પુત્રી કુંતીની છે. એ રાજકુમારી ચોસઠે કળાઓમાં પ્રવીણ છે, અને નવયૌવના છે, છતાં તેણીના લાયક કોઈ રાજકુમાર મળતો નથી, તેથી તે કન્યાનો પિતા ચિંતા-સમુદ્રમાં ડુબી ગયો છે." આ પ્રમાણે ચિતારાનું કથન સાંભળી તે છબી પોતે મનમાનતી રકમ આપીને ચિતારા પાસેથી ખરીદી લીધી, અને તે પછી શિકાર ખેલ્યા વિનાજ પોતાને નગર પાછો ગયો; ત્યાં તે ચિત્રેલી મનોહારિણીની મુર્તિને વારંવાર જોઇ રાજા પાંડુ તન્મય થઇ ગયો અને વારંવાર વનમાં ભમી તેને મેળવવાની કલ્પના કરવા લાગ્યો.

એક વખત વનમાં ફરતાં ફરતાં ચંપાના ઝાડની ઘટાની અંદર કોઈ પુરૂષને બાંધેલો જોઈ પાંડુરાજા વિચારવા લાગ્યો " આ કોણ હશે ? અને શાથી આ દશાને પામ્યો હશે ? કરૂણાવંત પાંડુરાજાએ એ પ્રમાણે વિચારીને તેની બાજુ તરફ નજર કરી તો એક ખડગ પડેલું હતું તે ખડગને હાથમાં લઇ તે વડે તેના બંધ કાપી નાંખી તેને છૂટો કર્યો; અને તપાસ્યું તો તે લોહનાં બાણોના મારથી મુર્છિત થયેલો હતો. વળી એની પાસે બે ઔષધી કંકણ પડયાં હતાં. તે પૈકી એક કંકણ વડે તેનું શલ્ય-દુ:ખાવો દૂર કર્યો અને બીજા કંકણ વડે તેને અસલ સ્વરૂપમાં આણ્યો; પછી તેને રાજાએ પૂછયું-" ભાઇ

તમે કોણ છો ? " તે પુરૂષે ઉત્તરમાં જણાવ્યું–" હું વૈતાઢ્ય પર્વતપર રહેનારો અનિલગતિ નામનો વિદ્યાધર છું. અશનિવાન નામના એક વિદ્યાધરે મારી સ્ત્રીનું હરણ કર્યું છે, તેથી હું તેની પાછળ પડ્યો, તો તેણે મારી આ દશા કરી. એવામાં વિના કારણે ઉપકાર કરનારા આપે અહીં પધારી મને દુ:ખમાંથી મુક્ત કર્યો છે; તો હવે ફરમાવો કે હું આપના પ્રત્યે શું પ્રત્યુપકાર કરી ઋણમૂક્ત થાઉં ? પાંડુ રાજાએ કહ્યું–"મારે પરમાત્માની કૃપાથી સર્વ વસ્તુ હાજર છે.' વિદ્યાધરે કહ્યું–"તોપણ આ રમુદ્રિકા અને કામુકા નામની બે ઔષધી આપ સ્વીકારો. આ કામુકાને પ્રતાપે આપ ઇષ્ટ સ્થાને જઇ શકશો અને આ મુદ્રિકાને યોગે મને યાદ કરશો તો ત્યાં હું આવી આપને ઇચ્છિત સિદ્ધિ આપીશ.' એમ કહી તે બન્ને અમોઘ પ્રભાવવાળી ઔષધીઓ આપી તે વિદ્યાધર પોતાને સ્થાનકે જતો રહ્યો; પાંડુરાજા એ ઔષધીઓના પ્રભાવનું સ્મરણ કરતો પોતાના શહેર ભણી ચાલ્યો.

પેલો ચિતારો પોતાની મોહક પીંછી વડે પાંડુરાજાની આબેહુબ છબી તૈયાર કરી શૌર્યપુર ગયો. છબીને હાથમાં રાખી પાંડુરાજાના અદ્દભુત રૂપનું વર્ણન કરતો તે શહેરમાં ફેરા દેવા લાગ્યો. એ સંબંધિ હકીકત જ્યારે અંધકવૃષ્ણિના કાને જઈ પહોંચી ત્યારે તે ચિતારાને પોતાની પાસે બોલાવી તે પાંડુરાજાની છબી જોઇને અને ચિતારાએ કહેલી પ્રશંસા સાંભળીને ખુશી થયો; પરંતુ એ પાંડુરાજને પોતાની કુંતીને તેને પરણાવવાનો વિચાર થયો નહીં. કુંતીને પાંડુરાજાની છબી જોવાનો તથા તેની પ્રશંસા સાંભળવાનો પ્રસંગ મળ્યો, અને તે ઉપરથી તેણી પાંડુરાજા પ્રત્યે પૂરેપૂરી આકર્ષાઇ. પણ દીકરી ને ગાય દોરે ત્યાં જાય નિયમ એ પ્રમાણે વડીલની મંજુરી વિના પોતાની મરજી શું કામ આવે ? પિતાની મરજી પાંડુરાજની સાથે પરણાવવાની નથી એમ જાણી કુંતી મુંઝાઇ. પોતાનો કશો ઉપાય નહીં હોવાથી આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો. એકાંત જગોએ ગળે

ફાંસો ખાવાનો ઈરાદો કરી ઇષ્ટદેવને સ્મરી ગળામાં ફાંસો નાંખી કુળદેવીની પ્રાર્થના કરવા લાગી કે-" હે કરૂણાવત્સલ માતા ? મેં મારા મનથી વરેલ મારા પતિ પાંડુરાજ વગર અન્ય પતિ સ્વપ્ને પણ ન ઈચ્છવો, એવો દૃઢ સંકલ્પ કરેલો છે, પરંતુ મારા પિતા એમની સાથે ન વરાવતાં અન્ય રાજા સાથે વરાવવા ઈચ્છા ધરાવે છે. તેથી જો પિતાની મર્યાદા જાળવી તેની ઇચ્છાને માન આપું તો મારા શીળને દૂષણ લાગે છે; કેમકે શીળવતી સ્ત્રીએ જો સ્વપ્નમાં પણ કોઈ પુરૂષને પતિ માની લીધો હોય, તો તે પુરૂષ વિના અન્ય પુરૂષો, પિતા, ભાઈ અને પુત્ર બરોબરજ ગણાય. મેં પાંડુરાજને મનથી મારા ગણી લીધા છે. અને પિતા અન્ય સાથે વરાવવા હિલચાલ કરે છે, તેથી મારા શીળની વિરાધના થવાનો સંભવ છે. જેથી હું મરણ ઈચ્છું છું. " મને આ ભવની અંદર મનમાન્યા પાંડુ પતિ ન મળ્યા તો આવતા ભવની અંદર તે મારા પતિ તરીકે મળજો." ઈત્યાદિ સંકલ્પ દૃઢ કરી શ્રી પંચ પરમેષ્ટીનું સ્મરણ કરી પગ નીચેનો આધાર ખસેડી પ્રાણત્યાગ કરવા જાય છે, તેવામાં શીળના પ્રભાવથી આકર્ષાઇ પાંડુરાજા પોતા પાસેની ઔષધીના યોગે તે જગોએ આવી ઉભો. ફાંસો ખાઈને મરવા ઈચ્છતી મનોહારિણીને મરતી બચાવીને બોલ્યો કે—" સુંદરી ! શા માટે મરવા યત્ન આદર્યો છે ? હું તો તારો પ્રેમાધીન તારી નજર આગળજ હાજર છું !" આ પ્રમાણે અંતઃપુરમાં ઓચિંતા પધારેલા પ્રાણપતિને જોઇ અતિ આશ્ચર્ય સહિત હર્ષઘેલી બની કુંતી બોલી કે—" નાથ ! આપના હાથ સાથે મારો હાથ મેળવવા આ આપની દાસી નિરાશ પામતાં યમદૂતનો સંઘાત કરવા તૈયાર થાય તો એમાં નવાઈ જેવું શું છે ? મારી કસોટી થતાં શીલરક્ષક દેવોએ મારી દૃઢતાની કદર કરી આપને અહીં લાવી ભેટાડયા. પ્રાણનાથ ? હવે મારો હાથ ઝાલી મને ઉગારી લ્યો એટલે અત્યાનંદ પામું. સારા કામમાં ઢીલ ન કરવી; કેમકે કોણ જાણે પળ પછી અચાનક વિઘ્ન આવી પડે, અને હાથ

આવેલી બાજી ધૂળમાં મળી જાય, તો પછી મૂર્ખ શિરોમણિનું પદ વ્હોરવું પડે. માટે હાલજ મનકામના સિદ્ધ કરવી એજ અત્યુત્તમ છે.”

પાંડુરાજાએ તથા કુંતીના સેવક મંડળે એ બાબતને ધ્યાનમાં લઈ ગાંધર્વ લગ્ન યોજ્યું. પરિણામે પતિસંગ થવાથી કુંતીને ગર્ભ રહ્યો. પાંડુરાજા આનંદ પામ્યો અને તે પછી પ્રિયાને પ્રેમવચન કહી ઔષધિના યોગે પોતાને નગરે જઇ પહોંચ્યો. કુંતીનો ગર્ભ વૃદ્ધિ પામતાં સખીઓએ તે વાત ગુપ્ત રાખવા યોગ્ય ગોઠવણ કરી અને જ્યારે ગર્ભ-મર્યાદા પૂરી થઇ ત્યારે કુંતીએ પુત્રરત્નને જન્મ આપ્યો. એટલે તે પુત્રને પવન સંચરે પણ પાણી ન સંચરી શકે તેવી પેટીમાં મુકી તે પેટીને મધ્યરાતે ગંગાનદીમાં વહેતી મૂકી દીધી. તેથી તે પેટી તરતી તરતી હસ્તિનાપુર જઈ પહોંચી. સૂત નામના સારથિએ તેને દીઠી, એટલે તે પેટીને નદીમાંથી બહાર કહાડી ઘેર લઇ જઇ તે ઉઘાડી જોયું, તો તેમાં રૂપવાન બાળક દીઠો. તે મહા સ્વરૂપવાન્ પુત્રે પોતાના હાથ કાન પાસે રાખેલા હતા, તેથી એ બાળકનું નામ કર્ણ રાખ્યું, અને યુકિત વડે લોકોને સમજાવી તે પોતાની સ્રીના પેટમાંથીજ પેદા થયેલ પુત્ર છે એમ ઠસાવી દીધું. કર્ણ સારથીને ત્યાં મોટો થવા લાગ્યો; ઘણો ચાલાક હોવાથી સર્વ કળા સંપન્ન થયો.

કુંતીના પિતાએ કુંતીનો પાંડુરાજ ઉપર તીવ્ર રાગ છે એવું જાણ્યું, એટલે પાંડુરાજ સાથે તેના લગ્ન કર્યા. એ વખતે પાંડુરાજ સાથે મદ્રક રાજાએ પોતાની પુત્રી મદ્રિકાને પણ પરણાવી હતી. તે બન્ને સ્રીઓ તેને પૂર્ણ સુખ આપવા લાગી. એક વખત કુંતીએ સ્વપ્નની અંદર મેરૂપર્વત, ક્ષીરસાગર, સૂર્ય અને ચંદ્રમા એ ચાર જોયાં. તેજ દિવસથી ગર્ભ રહેતાં તેણીની ધર્મમાં બહુજ પ્રીતિ વધી. પૂર્ણ માસે પુત્રરત્નને જન્મ આપ્યો. જન્મોત્સવ કરી ધર્મપુત્ર યુધિષ્ઠિર નામ રાખ્યું, તે પછી ફરી કુંતીને વાયુદેવ સૂચિત ભીમ નામે વાયુપુત્ર થયો; અને તે પછી સૂર્યદેવ સૂચિત અર્જુન નામનો પુત્ર થયો. તેમજ બીજી

રાણી માદ્રીને નકુળ અને સહદેવ એ નામના બે પુત્ર થયા. આ પ્રમાણે પાંડુપુત્ર–પાંડવ કહેવાયા. એ પાંચે શસ્ત્ર અસ્ત્ર શાસ્ત્રમાં પૂર્ણ પ્રવીણ થયા. માતા કુંતીએ નાશકની અંદર પુત્ર યુધિષ્ઠિરને કહી ચંદ્રપ્રભા સ્વામીનું રત્નમય જિનાલય બંધાવરાવ્યું, અને બીજાં પણ પુષ્કળ ધર્મકૃત્યો કરાવી જીવનનો લ્હાવો લીધો. અનુક્રમે પાંડુપુત્રોને દુષ્ટ દુર્યોધનની કપટજાળ રૂપ જુગારની રમતથી બાર વરસ વનવાસ વેઠવો પડયો. કુંતી માતા અને સતી દ્રૌપદી–એ બન્નેએ પ્રાણુસંકટો સહન કરી સતીત્વ જાળવી પોતાના નામને અમર કર્યું.

મહાસતી દ્રૌપદીએ એક દિવસ આકાશમાંથી એક સોનાનું કમળ પડેલું દીઠું, તે જોઇ અતિ આનંદ પામી, તેવાં જ કમળો મેળવી આપવા પતિ ભીમને પ્રાર્થના કરી. એટલે અસીમ પરાક્રમી ભીમસેને તેવાં કમળો લાવી આપવાનો નિશ્ચય કરી તેની શોધ માટે નવકાર મંત્રનું સ્મરણ કરી વનમાં ભમવું શરૂ કર્યું. ભમતાં ભમતાં જે સરોવરમાં તે સુવર્ણ કમળો થતાં હતાં તે સરોવરને શોધી કહાડયું અને તેમાં દાખલ થઇ કમળપુષ્પ લેવા પ્રયત્ન કર્યો. ભીમસેનના ગયા પછી માતા કુંતીનું જમણું નેત્ર અને ધર્મરાજાનું ડાબુ નેત્ર ફરકવા લાગ્યું; તેથી કંઇ મહા સંકટ આવવાની આગાહી સમજી ચારે ભાઇ તથા કુંતી માતા અને દ્રાપદી મળી છએ જણે ભીમને પગલે પગલે ચાલવું શરૂ કર્યું; પરંતુ ભીમનો મેળાપ થયો નહીં. તેથી સૌ શોકાતુર બની બેભાન થતાં ભોંયપર ઢળી જવા લાગ્યાં. એ વખતે હિડંબાને યાદ કરી એટલે તે ત્યાં આવી અને બોલાવવાનું કારણ ધ્યાનમાં લઇ તે છએ જણને જ્યાં ભીમસેન સરોવરને તીરે ઉભો ઉભો વિચાર કરતો હતો ત્યાં લઇ જઇ મૂકયાં; તે પછી પોતે પોતાને ઠેકાણે ચાલી ગઇ.

ભીમસેને રસ્તામાં આવતાં વીતેલાં વીતક કહી સંભળાવ્યાં; સુવર્ણકમળ લેવા સરોવરમાં દાખલ થઇ આગળ જવું શરૂ કર્યું; એટલામાં તો તે જોતજોતામાં ગેબ થઇ ગયો. એ જોઇ તેની શોધ કરવા તેની પુંઠે તે સરોવરમાં અર્જુન પેઠો, તો તે

પણ ભીમની પેઠે અદૃશ્ય થઈ ગયો. પછી યુધિષ્ઠિર અને તે પછી નકુળ, સહદેવ પણ એક બીજાની શોધ માટે સરોવરમાં પેસતા ગયા ને તેની અંદર એક પછી એક અદૃશ્ય થતાજ ગયા. પાંચે પાંડવોની આ દશા થઈ, અને કુંતી તથા દ્રૌપદી નિર્જન તથા ઘાતકી પશુઓથી ભરપૂર ભયાનક વનમાં એકલાં નિરાધાર થઈ જવાથી તેમની પણ શોચનીય દશા થઇ પડી. બન્ને જણીઓ સ્વજનના અકસ્માત અદૃશ્ય થવાથી આકુળ વ્યાકુળ થઇ બહુજ કલ્પાંત કરવા લાગી; બહુ વખત સુધી રોઈ હૈયું ખાલી કરી વિચારવા લાગી કે-"રોવાથી કશો દહાડો વળનાર નથી. સંકટ આવી પડતાં તો ફકત સાચા આધારરૂપ પંચપરમેષ્ઠિજ છે; માટે તેમનું ધ્યાન તેમની સ્તુતિ ને તેમનો જ જાપ કરવો એજ સંકટમોચન ઉપાય છે." એમ વિચારી પંચ પરમેષ્ઠિના ધ્યાનમાં તે બન્ને તત્પર થઇ અને કાઉસ્સગ્ગ ધ્યાન કરતાં પહેલાં કુંતાજી તેમજ દ્રૌપદીએ શાસનદેવ પ્રત્યે કહ્યું કે-"જો અત્યાર સુધી અમો બન્ને જણનું અખંડપણે શીયળ સચવાયું હોય, તો હે શાસનાધિષ્ઠાયક દેવો ? અમારા સતીત્વને ધ્યાનમાં લઈ તમો અમો અબળાની વ્હારે ચડશો અને એકાએક ગુમ થયેલ નર રત્નોને પુનઃપ્રાપ્ત કરાવી અમારી ચિંતાનો અંત આણશો. જ્યારે અમારી ચિંતાનો અંત આવશે ત્યારેજ કાઉસ્સગ્ગ પારીશું."

આ પ્રમાણે દૃઢ સંકલ્પ કરી, કાઉસ્સગ્ગ કર્યો. આવી અચળ વૃત્તિ સહિત આઠ પહોર વીતિ ગયા-એટલે કે બીજે દિવસે પ્રભાત સુધી કાઉસ્સગ્ગ મુદ્રાએજ શરીરની દરકાર રાખ્યા વગર ઉભી રહી. એ સમયે કેવળજ્ઞાન મહોત્સવ માટે જતા ઈંદ્રનું વિમાન (સતીઓના ઉપર થઇને પસાર થતાંજ) અટકી ગયું. એટલે ઈંદ્રે અવધિજ્ઞાનવડે ઉપયોગ દઈ વિમાન રોકાવાનું કારણ જાણી સતીઓનું કષ્ટ કાપવા તરત પ્રહિત નામના છડીદારને મોકલી પાંડવોને કેદ કરી રાખનાર નાગપતિ શંખચૂડને કહેવરાવી પાંડવોને મુક્ત કરાવ્યા. પાતાળ પતિ શંખચૂડના સરોવરમાંથી તે પાંડવો કમળ લેવા પેઠા હતા તેથી

તેણે નાગપાશથી બાંધી તેઓને કેદી બનાવ્યા હતા; પરંતુ તુરત જ છોડી દેવાનો ઇંદ્રનો હુકમ થવાથી તેઓને છોડી દઇ શંખચૂડે સત્કાર કરી પોતાનું રાજ્ય સોંપવાની ઇચ્છા જણાવી; પણ પાંડવોએ તે ન સ્વિકારતાં માત્ર યુદ્ધ વખતે અર્જુનને મદદ કરવી એટલું માગી લીધું. સર્પપતિએ અર્જુનને એક ઉત્તમ હાર, ધર્મરાજને રત્નમય બાજુબંધ અને બીજા ત્રણે ભાઇઓને ઉત્તમ વિદ્યાઓ આપી. પછી ઈંદ્રનો છડીદાર તેઓને લઇ જયાં સતીઓ કાઉસ્સગ્ગ ધ્યાનમાં સ્થિત થયેલ હતી, ત્યાં આકાશમાર્ગથી પૃથ્વી પર આવ્યો. પાંડવોએ પ્રીતિસહ માતુશ્રીના ચરણમાં મસ્તક નમાવ્યું. એ જોઇ કુંતામાતાએ કાઉસગ્ગ પારી નમન કરતા પુત્રાને હર્ષનાં ઉષ્ણ આંસુવડે નવડાવી દીધાં. અહા ! માતાનો પ્યાર ત્રણેલોકની અંદર પણ શોધ્યો મળે તેમ નથી. પિતા, પુત્રાને ગમે તેટલાં લાડ લડાવે, પરંતુ માના અંતરના ઉમળકા પિતાથી દર્શાવી શકાતા નથી. મર્હુમ કવિશ્વર દલપતરામે પણ કહ્યું છે કે–' ભલા કેમ આભાર ભૂલું પિતાજી ? હે પિતાજી ! આપના ઉપકારો હું શી રીતે ભૂલી જાઉં ? મતલબ કે આપનો આભાર ભૂલી જવાય તેવો નથી. પણ માના સંબંધમાં પુત્રે કહ્યું છે કે–" જીવો પ્રેમવાળી દયાળીજ મા તું.' હે દયાળી અને પ્રેમઘેલી મા ! તું જીવતીજ રહેજે.' આ ઉપરથી પણ ખુલ્લું સમજાય છે કે–માનો પ્રેમ અને દયાભાવ અનહદ હોય છે. તેથીજ તેને સદા જીવતી રહેવાની ભાવના જાહેર કરી છે, અને પિતાનો તો ફક્ત આભાર માન્યો છે; અને છે પણ તેમજ. જો ન્હાનપણમાં મા મરી જાય તો બચ્ચાંને પિતા ઉછેરી ન શકે, તેમ વળી તમામ શિક્ષણ પણ તેણીનાથીજ મળે છે. આમ હોવાને લીધે માતાનો પ્યાર પુત્રો પર વિશેષ હોવાનું સિદ્ધ થાય છે.

કુંતાજીએ ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરી અને કઠોર તપશ્ચર્યાવડે ઘોર પાપોનો નાશ કરી આયુક્ષયે મોક્ષસુખ પ્રાપ્ત કર્યું. ઇતિ કુંતાજીની કથા.

# શીળવતી

**લીલા સહિત શુભ ભાવથી શીયળ પાળનાર જનો, શીળવતીની પેઠે શિઘ્ર મોક્ષસુખ પ્રાપ્ત કરે છે.**

જંબુદ્વીપના દક્ષિણ ભરતમાં નંદપુર નામનું શોભાયમાન નગર છે. તેમાં અનેક રાજાઓએ સેવાતો અરિમર્દન નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં વળી તેનો અતિ માનીતો રત્નાકર નામનો નગર શેઠ હતો. તેને ગુણરૂપી મણિની ખાણ એવી શ્રી નામની સ્ત્રી હતી. તે શ્રી નિરાબાધપણે જૈનધર્મ પાળતી હતી, પરંતુ શેઠને ચિરકાળે પણ સુખના હેતુરૂપ પુત્ર થયો નહીં. પુત્રના અભાવથી પીડા પામતી શેઠાણી એકદા શેઠને કહેવા લાગી. "હે સ્વામીન્! ઉપવનને વિષે આવેલા વિતરાગના જિનાલયની પાસે મહા પ્રકટ શક્તિવાળી અજિતબળા નામની દેવી છે. તે અપુત્રવાનને પુત્ર આપે છે; નિર્ધનને ધન અને દુર્ભાગીને સૌભાગ્ય આપે છે; તેમજ અવિદ્વાનને વિદ્યા આપે છે; દુ:ખીને સુખી કરે છે; આંધળાને ચક્ષુ આપે છે અને રોગીને નિરોગી કરે છે. ફક્ત તેને સેવવાની જરૂર છે, માટે હે આર્યપુત્ર! તમારે તેની પાસે જઇને પુત્રને માટે પ્રાર્થના કરવી. ઘણાઓ પુત્ર મેળવવાને પોતાના પ્રાણ પણ દેવીને સમર્પણ કરે છે." એ સાંભળીને શેઠે દેવીનું આરાધન કર્યું; તેથી દેવી પ્રસન્ન થઇને બોલી, "ત્હારે હવે પુત્રના અભાવરૂપ અંતરાય કર્મનો ક્ષય થયો છે, માટે પુત્ર થશે." પછી અનુક્રમે તેને પુત્ર થયો, કારણ

કે, યોગ્ય અવસરે આરાધેલી ક્રિયા ભાગ્યના યોગે ફળેજ છે; પછી જન્મોત્સવ કરી પુત્રનું અજીતસેન એવું નામ પાડયું. અનુક્રમે તે બાલ્યાવસ્થા મૂકીને યૌવન પામ્યો; એટલે બુદ્ધિમાન્ પુરૂષ જેમ શાસ્ત્રના દોહનને વિષે મન પરોવે, તેમ શેઠે તેને માટે યોગ્ય કન્યા શોધી લાવવાનો યત્ન આરંભ્યો. "મ્હારા પુત્રને સદ્‌ગુણશાળી કોઈ કન્યા મળે તો ઠીક. કારણ કે, મુર્ખ શેઠ, પરવશપણું, અવિનીત વેત્ર અને દુષ્ટ ભાર્યા એ ચાર માણસને શલ્ય જેવાં જાણવા."

આ વખતે, શેઠે પૂર્વે વ્યાપારને અર્થે મોકલેલો કોઈ વ્યાપારી પુત્ર વ્યાપાર કરીને પાછો આવ્યો, તે શેઠ પાસે આવીને બેઠો. શેઠે તેને વ્યાપારનું સ્વરૂપ પૂછયું, એટલે તેણે ઉપજ ખરચની સર્વ વાત કહી બતાવી. પછી તે બોલ્યો. "શેઠ? જ્યારે હું પાછો ફર્યો, ત્યારે માર્ગમાં મંગળપુરી આવ્યો, ત્યાં મેં જિનદત્ત શેઠની જોડે વ્યાપાર કર્યો. તેણે મને એકદા ભોજન અર્થે નોતર્યો. ત્યાં મેં તેને ઘેર એક અદ્‌ભૂત કન્યા જોઈ. ભોજનને સમયે મેં શ્રેષ્ઠીને એકાંતે પૂછયું. "આ દેવકન્યા જેવી કન્યા છે તે કોણ છે?" તેણે ઉત્તર આપ્યો. "એ મ્હારી શીળવતી નામની પુત્રી છે, વર યોગ્ય થઇ છે, પણ તેણીને યોગ્ય વર મળતો નથી, તેથી મને બહુ ચિંતા થાય છે. "કન્યાને વર મળશે કે નહિ? તે તેણીને પ્રિય થશે કે નહીં? પોતાનું શીયળ પાળશે કે નહીં? વળી તે પુત્રાદિ પ્રસવશે કે નહીં? આવી આવી ચિંતા કન્યાના માબાપને થાય છે. વળી તેણીના ઉપર શોકય ન આવે અને એની માતા પણ દુઃખ ન પામે, એવી પણ તેના પિતાને ફિકર રહે છે, આમ કન્યા છે તે પિતાના ઘરને વિષે સાક્ષાત્ ચિતાની પેઠે વૃદ્ધિ પામે છે, આ મ્હારી પુત્રી ગુણરૂપી માણિકયની ખાણ છે, તેણીના સદૃશ વર હું કયાંય જોતો નથી." (વણિક પુત્ર શેઠને કહે છે) તે વખતે મેં તેને કહ્યું. "તમે ચિંતા ન કરો. નંદનપુર નગરને વિષે રત્નાકર શ્રેષ્ઠીનો પુત્ર અજિતસેન તમારી

પુત્રીને યોગ્ય વર છે." તે વખતે મ્હારા પ્રત્યે જિનદત્ત શેઠ બોલ્યો, "ભાઈ તેં એ સારૂં કહ્યું. વર શોધવાના ચિંતારૂપ સમુદ્રમાંથી તેં મને ઉગાર્યો છે." એમ કહીને તેણે પોતાની પુત્રીને દેવાને અને વર જોવાને નિમિત્તે પોતાના પુત્ર જિનશેખરને મ્હારી સાથે મોકલ્યો છે. તે હાલ મ્હારે ઘેર છે."

એ સાંભળીને રત્નાકર શેઠે કહ્યું. "તેને અહિં બોલાવો" તે ઉપરથી જિનશેખર ત્યાં આવ્યો. તેણે વરને જોઇને વિવાહ નક્કી કર્યો; એટલે અજિતસેન ત્યાં જઈને શીળવતીને પરણી મહા મહોત્સવ સહિત ઘેર પાછો આવ્યો. રત્નાકર શેઠ પણ એવી વિનયવતી વધુને જોઇ પોતાને કૃત્યકૃત્ય માનવા લાગ્યો. કહ્યું છે કે-કુળના તેમજ ઘરના દીપક જેવી ઉત્તમ વધુ પ્રાપ્ત કરીને મનુષ્ય ગૃહસ્થાશ્રમને ત્રણે વર્ગના સારભૂત માને છે.

એકદા મધ્યરાત્રીને સમયે શિયાળણીનો શબ્દ સાંભળીને શીળવતી મસ્તક ઉપર ઘડો લઇને ધીમેથી ઘર બહાર નીકળી તે વખતે સસરાએ વહુને આમ કવખતે બહાર જતી જોઇ વિચાર્યું કે, "આ વહુને હું પ્રથમ સુશીળા જાણતો, પણ હમણાં તો આવું (અયોગ્ય) કરતી જણાય છે; માટે સ્રીનું ચરિત્ર કોઈ સમ્યક્ પ્રકારે જોઈ શકતું નથી. કહ્યું છે કે-અશ્વનો કુદકો, વસંતનો ગુંજારવ, સ્રીનું ચરિત્ર, ભવિતવ્યતા, અને મેઘનું વરસવું એટલાં વાનાં તો દેવ પણ જાણી શકતાં નથી, તો મનુષ્ય તો કયાંથીજ જાણે? સ્રીઓનું મન કંઈક હોય છે, બોલી બીજી હોય છે અને કાર્ય વળી કોઇ ત્રીજુંજ હોય છે; તેઓમાં એ મોટો દોષ હોય છે. સારા ગોત્રમાં ઉત્પન્ન થયા છતાં, સ્રીઓ નદીની પેઠે પ્રાયે બહુ પાણીના મોજાની પેઠે રસિકતારૂપી આનંદથી ભરપૂર અને નીચે (તુચ્છ) માર્ગે પ્રવર્તે છે. એ સ્વાર્થી નારીઓ સુવર્ણની છરીની પેઠે બહારથીજ મનોહર જણાય છે; એમનાં અંતઃકરણ તો અત્યંત દારુણ હોય છે."

સસરો–રત્નાકર શેઠ આમ વિચાર કરે છે, એવામાં તે સતી શીળવતી જે કપટ રહિત અને નિષ્કલંક હતી, તે કંઈ કાર્ય કરીને પાછી આવી ને ઘડાને મૂકીને પાછી પોતાની શય્યામાં સૂતી. પ્રભાતે ચિંતાએ ભરપૂર એવા શેઠે પોતાની સ્ત્રીને પૂછ્યું. "આપણી વહુ તને શીળગુણમાં કેવી દેખાય છે?" તેણીએ ઉત્તર આપ્યો. 'ઉત્તમ કુળની મર્યાદા પ્રમાણે તેણીનું વર્તન છે." શ્રેષ્ઠીએ કહ્યું. "મને વહુ સારી લાગતી નથી; કારણ કે આજ રાત્રે મેં તેને ગુપ્ત રીતે કયાંય જતાં જોઈ છે." સાસુ બોલી. "ના, તે એવી નથી." ત્યારે શેઠે કહ્યું. "તેં પોતે દીઠી હોય તો તું માન્યા વગર રહે નહિ; મેં પોતે આજરાત્રે તેને ઘડો લઈને બહાર જતાં જોઈ છે. થોડો કાળ કોઇ અન્ય સ્થાને જઇને તે પાછી આવી અને સાંભળેલી વાત કરતાં પ્રત્યક્ષ જોયેલી વાત વધારે બળવાન્ છે, માટે મેં જે કહ્યું છે તે સત્ય માન."

એવામાં પુત્ર અજિતસેન પ્રભાતે દેવ ગુરૂની સેવા કરીને માત પિતાના ચરણે નમવાને આવ્યો. માત તાતના ચરણે પડીને પાસે બેઠો; એટલે પિતાએ તેને ખેદ સહિત કહ્યું. "પુત્ર, તને શું કહું ! વિધાતાએ તો આપણા ગૃહના આંગણામાં પારિજાતકની વેલ રોપી છે, પણ એવા વંશમાં ઉત્પન્ન થયેલી અને ઉત્તમ ગુણના સંસર્ગવાળી છતાં, લતાની પેઠે ત્હારી વહુ કુટિલતા સેવે છે. મેં પોતે આજ રાત્રે તેણીનું ચરિત્ર જોયું છે. રાત્રિના વિષે તે કોઈ સ્થળે જઈ આવી. હે વત્સ ! હું જાણતો હતો કે તે આપણા કુળ રૂપી વનને વિષે કલ્પલતા સમાન છે, પણ હમણાં તો તે દુષ્ટ દોષ યુક્ત અને વિષવેલથી પણ અધિક જણાઇ છે, માટે સ્ત્રીનો શો વિશ્વાસ? શીયળ ત્યાગ કરવામાં ઉદ્યમવંત એવી સ્ત્રીઓને પતિ ગુણથી (દોરડીથી) બાંધી શકતો નથી. પરીક્ષક પારખી શકતો નથી, તેમ ધનથી પણ તેણીઓને અટકાવી શકાતી નથી. શાસ્ત્રમાં જે સાંભળીએ છીએ અને લોકો પણ જે કહે છે, તે સર્વ આવી દુ:શીળા

કામ વિહ્વલ નારીઓ સત્ય કરી બતાવે છે. ત્હારી વહુ રાત્રીએ જળ લાવવાનો દંભ કરીને બહાર ગઈ; ને થોડી વાર પછી પાછી આવી; માટે તે અવશ્ય ત્યજવા યોગ્ય છે. ”

પુત્રે પિતાનું વચન પ્રમાણ કર્યું, એટલે શેઠે વહુને અસત્ય પ્રયોગથી કહ્યું. “ તમારા પિતાએ મને તમને સાથે લઇને બોલાવ્યો છે, માટે ચાલો ત્યાં જઇએ. ” વહુએ કહ્યું. અહો ! એમાં શું ? એક તો પિતાદિ સ્વજનનો મેળાપ થશે, અને વળી આપનું વચન પ્રમાણ થશે. ” એમ શીળવતીએ સાસરે કહ્યું તે સત્ય માન્યું. કહ્યું છે કે–સત્ય પરિક્ષા કર્યા વિના વિશેષ ગુણ માલમ પડતો નથી. જ્યાં સુધી ઉત્તમ પરીક્ષકોએ પરીક્ષા કરી નથી, ત્યાં સુધી રત્નને બીજા માણસો કાંકરા ધારે છે. પછી રથ જોડાવી શેઠે શીળવતીને લઇને માંગળિક કરી પ્રયાણ કર્યું.

રસ્તે ચાલતાં એક નદી આવી એટલે શેઠે વહુને કહ્યું. “ પગમાંથી પગરખાં કાઢી નાંખીને નદી ઉતરજો. ” પણ તે તો કંઈક વિચાર કરીને પગરખાં સહિત નદી ઉતરી. તેથી શેઠે ધાર્યું કે, “ એ દુર્વિનીત ( વિવેક વગરથી ) છે. ” વળી આગળ ચાલતાં એક મગનું ક્ષેત્ર આવ્યું, તે જોઇ શેઠ બોલ્યા. “અહો ! આ ક્ષેત્રના ધણીને ઘણું ધાન્ય મળશે. ” તે સાંભળી વહુએ કહ્યું. “ જો એને કોઇ ખાઈ નહીં જાય તો આપનું વચન સત્ય થશે. ” શેઠે કહ્યું. “ આ વહુ એવું અસંબદ્ધ કેમ બોલે છે ? ક્ષેત્ર તો તદ્દન ફળેલું છે. કોઇએ ખાધું હોય એમ જરા પણ દેખાતું નથી. ” વળી આગળ પ્રયાણ કરતાં ધનની સમૃદ્ધિમાં કુબેરના નગર જેવું અને આનંદી માણસોથી ભરપૂર એક નગર આવ્યું. તેને જોઈ સસરાએ મસ્તક ધૂણાવી વખાણ કર્યા. પણ વહુ છાની રહી નહીં; તેણીએ કહ્યું, “ જો ઉજડ હોત તો સારૂં થાત.” ત્યારે શેઠે વિચાર્યું. “આ વહુ તો મ્હારી હાંસી કર્યા કરે છે, માટે એને એનું ફળ મળશે.” આગળ જતાં એક સુભટ મળ્યો, તે પ્રહારથી જર્જરિત થઇ ગયો હતો. તેને

જોઇ શેઠે પ્રશંસા કરી કહ્યું કે, " વાહ ! વાહ ! તમે બહુ પરાક્રમી છો ? " પણ શીળવતી તો હમ્મેશાં વિચારીને બોલનારી, તે બોલ્યા વગર રહી નહી. " હે શ્વસુર ! એણે ક્યાંક માર ખાધો છે, બાકી છે તો એ પામર અને બીકણ. " શેઠે હવે વિચાર્યું. અવશ્ય આ વહુ મારાથી પ્રતિકૂળ છે, હું જે જે કહું છું તેને એ અસત્યં ઠરાવે છે. કહ્યું છે કે-સહુ પોતપોતાની પ્રશંસા કરે છે, પારકા દોષ જોવામાં કુશળ હોય છે, પારકાના કંઇક દોષ કાઢ્યા જ કરે છે. પણ પોતાનો દોષ હોય છે છતાં કહેતાં નથી. " શેઠ આમ વિચાર કરે છે, એવામાં રસ્તે એક વડનું વૃક્ષ આવ્યું; ત્યાં તેણે રથ ઉભો રખાવ્યો ને પોતે વડની છાયામાં બેઠા, પણ વહુ તો વડ ત્યજીને દૂર તડકામાં મસ્તક ઉપર એક લુગડું નાંખીને બેઠી. સસરાએ વહુને છાયામાં બોલાવી, પણ તે તો તે સાંભળ્યા છતાં ત્યાં ગઈ નહીં, એટલે શેઠે વિચાર્યું. " કુશિષ્યની પેઠે એને પણ ઉપદેશ દેવા જેવું નથી." વળી આગળ ચાલતાં એક ઘણી વસ્તીવાળું ગામ આવ્યું, તે જોઇ શેઠ બોલ્યા. " શું સુંદર શહેર છે ? એમાં સાત સાત તો પોળ છે. " પણ વહુ બોલી. " એ તો ઉજ્જડ ગામડું છે. " સસરાએ વિચાર્યું કે, " એ તો સદા મ્હારૂં કહેવું ખોટું પાડે છે. " વળી માર્ગે જતાં એક ત્રણ ચાર ઝુંપડાવાળું ગામડું જોઇ શેઠે એને ઉજડ કહ્યું, ત્યારે વહુએ વિચાર કરીને એને બહુ લોકની વસ્તીવાળું ઠરાવ્યું. એટલે શેઠે કહ્યું. " સર્વથા વિપરીત બોલનારી આ વહુ, કુશિક્ષિત અશ્વની પેઠે મને હઠથી શીઘ્ર નુકસાન કરશે." શેઠ આમ વિચારે છે, એવામાં શીળવતીનો મામો ત્યાં આવી શેઠને તથા શીળવતીને ગૌરવ સહિત પોતાને ઘેર લઇ ગયો, ને તેમનો ભોજનાદિકથી સત્કાર કર્યો; પણ શેઠ જમવા બેઠા નહિ; એટલે પેલાએ કરંબાનું ભાતું આપ્યું. તે લઈ વળી આગળ પ્રયાણ કર્યું, ત્યાં એક કેરડાના વૃક્ષની પાસે વડના ઝાડની હેઠે શેઠ પેલો કરંબો મૂકીને સૂતા, એટલે વહુ ખાવા લાગી; તેવામાં ત્યાં એક કાગડો બોલવા લાગ્યો, તેની

ભાષા સમજીને તેણી બોલી. " હે કાકા ! શું કકળાટ કરે છે ? મ્હારા મનમાં શું છે તે હું સમજું છું." શેઠ સૂતો સૂતો પણ વહુનાં વચન સાંભળી વિચારવા લાગ્યો. " આ વહુ તો કાક વિગેરેની ભાષા જાણુતી જણાય છે. ફરી ફરી કાકનો અભિપ્રાય જાણીને વહુ બોલી. " હે કાક ! પૂર્વે એકના વચને કરીને તો મ્હારે પતિનો વિયોગ થયો છે. માટે વળી જો ફરીથી કંઇ કરૂં અથવા બોલું તો તો મ્હારા માત પિતાને પણ મળવા પામું નહિ." જાગતો સૂતેલો શ્વસૂર એ સાંભળી બોલ્યો. " અરે, વિવેકહીન વહુ ! એમ કેમ કહે છે ?" વહુએ કહ્યું. " જો સત્ય કહીએ તો ગુણ છે તે દોષને અર્થે થાય. કારણ કે વનસ્પતિ ઉપર ફુલનો સમુહ થયો તો તેની શાખાને કાપી નાંખવામાં આવે છે, મોરને વિષે રહેતી ડગમગતી ચાલ અને તેનાં પીછાંનો આડંબર તેના વધનું કારણ થાય છે. વળી ચતુર ગતિવાળો ઉત્તમ અશ્વ પણ બળદની પેઠે જોડાય છે. આ પ્રમાણે ગુણવાનને વિષે રહેલા ગુણ એજ પ્રાયે તેના શત્રુ થાય છે, બાલ્યાવસ્થાને વિષે બંધુના આગ્રહથી હું સર્વ શાસ્ત્ર ભણી; તે સાથે તીર્યંચની ભાષાનું જ્ઞાન પણ અર્થ અને આમ્નાય સહિત શીખી." એ સાંભળી સર્પથી દંશ પામેલો માણસ ગારુડીના શબ્દથી બેઠો થાય, તેમ શેઠ ઉભા થઇને વહુની પાસે ગયા. ત્યાં જઈ તેણે કહ્યું. મારો અપરાધ ક્ષમા કરો." તે સાંભળી વહુ બોલી. " હે પિતાજી ! તે વખતે તમે જાગતા હતા: ત્યારે હું જે મસ્તક ઉપર ઘડો લઇને બહાર ગઇ હતી, તે એક શિયાળણીનો શબ્દ સાંભળીને હું ત્યાં ગઈ હતી. તે એમ કહેતી હતી કે, " એક મૃતક નદીમાં તણાતું આવે છે, તેના શરીર ઉપર લક્ષમુલ્યનાં આભરણો છે." તે સાંભળી હું ત્યાં ગઈ, ને તે મૃતકના આભરણો લઇ તેજ સ્થાને નદી તીરે ગુપ્ત રીતે દાટીને ઘડો લઈ પાછી આવી. તમે જાણ્યું કે હું કંઇ દુશ્ચેષ્ટિત કરી આવી." અને તેથીજ તમે મને અહિ લાવ્યા છો. પણ હે સસરાજી ! એ તો આ ધૂર્ત કર્મનુંજ કર્તવ્ય છે. શુભ યા અશુભ કર્મનો કોટી યુગે પણ તેમને

ભોગવ્યા વિના ક્ષય થતો નથી. હમણાં આ કાકપક્ષી જે બોલે છે, તે આપણો કરંબો માગે છે ને સૂચવે છે કે, "આ કેરડાના વૃક્ષની નીચે દશ લાખ સુવર્ણ છે." ત્યારે મેં તેને કહ્યું. "પૂર્વે એક કાર્ય કર્યું તે મ્હારા સસરાને રુચિકર થયું નહિ, તો વળી બીજું કરવા જઉં તો મ્હારૂં મૃત્યુજ થાય." વહુની વાત સાંભળી શ્રેષ્ટીએ મસ્તક ધુણાવીને કહ્યું. "તમે કહો છો તે ખરૂં છે શું?" વહુએ કહ્યું, "જો તમને શંશય હોય તો આ કુહાડી છે, તે લઇને ખોદી જુઓ." તે સાંભળી પ્રથમ એ કાગડાને કરંબાનું બળિદાન દઈ શેઠ લાભને કારણે તરૂણ પુરૂષની પેઠે કોદાળી વડે તે વૃક્ષની નીચે ખોદવા લાગ્યો. કહ્યું છે કે–દાંત સર્વે ચાલવા લાગ્યા, બુદ્ધિ જાડી થઈ, હાથ પગ કંપવા લાગ્યા, દૃષ્ટિ બંધ થઇ, બળ ગળી ગયું અને રૂપ સૌન્દર્ય નાશ પામ્યું, આ પ્રમાણે યમભૂપતિની મહા ધાડરૂપી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા છતાં, તૃષ્ણારૂપી સુભટો એકાકી પણ હૃદયરૂપ નગરને વિષે નૃત્ય કર્યા કરે છે. શેઠે ખોદયું તો ચાર સુવર્ણના કુંભ નીકળ્યા. તે જોઇને તે બોલ્યો, "અહો! મ્હારા ઘરને વિષે આ વહુ તો સાક્ષાત્ લક્ષ્મીજ આવી છે. અહા! મેં કાચની ભ્રાંતિથી મરકત મણિની અવગણના કરી!" એમ કહી શેઠે પોતાનો અપરાધ પ્રકટ બતાવી તેની પાસે ક્ષમા માગી. તેજ ક્ષણે તેણે રથ પાછો વાળ્યો. પાછા વળતા શેઠે વહુને પૂછયું; "આ ગામ જેમાં સાત સાત તો પોળ છે, તેને તમે ઉજ્જડ કેમ કહ્યું? વહુએ ઉત્તર આપ્યો. "જેમાં બહુ વસ્તી હોય છતાં આપણું કોઇ ન હોય તેને ઉજડ જાણવું. કારણ કે, વસ્તીવાળું છતાં જેને વિષે આપણા ઉપર સ્નેહ કે પ્રીતિ બતાવનારૂં કોઇ પણ વસતું ન હોય, તે ગામ પૃથ્વિ ઉપર અરણ્ય જેવું છે." વળી શેઠે પૂછયું. "તમે ઉજડ જેવા દેખાતા ગામને વસ્તીવાળું કેમ કહ્યું?" વહુએ કહ્યું, "તે ગામમાં એક મ્હારા મામાનું ઘર હતું, તેથી મેં તે ગામ વસ્તીવાળું કહ્યું." વળી શેઠે પૂછયું. "તમે વડની છાયા મૂકીને તડકામાં જઈ બેઠા

તેનું શું કારણ ?" વહુએ કહ્યું, "વડપર ઘટામાં કાગડો બેઠો હોય, તે જો સ્ત્રીના મસ્તક ઉપર ચરકે તો છ માસમાં તેણીના પતિને મહા અનર્થ થાય. વળી વૃક્ષના મુળ પાસે સર્પાદી જીવોનો ભય હોય છે, માટે હું દૂર જઇ બેઠી હતી." આ સાંભળી શેઠ બોલ્યા. "હે કુળાધર! સર્વ ભાવમાં વિચક્ષણ! તેં બહુ બહુ ઠીક કર્યું, વૃદ્ધપણાને લીધે બુદ્ધિહીન થયેલા મને તેં બોધ આપ્યો!" વળી શેઠે પૂછયું. "ત્યારે મેં પેલા સુભટના વખાણ કર્યાં તેને તમે 'બહુ કાયર છે' એમ કેમ કહ્યું?" વહુએ કહ્યું. "તેના પ્રહાર સર્વ તેની પીઠ ઉપર હતા., તેથી જો તે ખરેખરો સુભટ હોત તો તેણે સઘળા પ્રહાર અગ્રભાગ-છાતીનેવિષે ખમ્યા હોત." ત્યારે શેઠે પૂછયું "મેં જે મગના ક્ષેત્રને પરિપકવ દશાવાળું કહ્યું, ત્યારે તમે એમ કહ્યું કે "જો તે પૂર્વે ખવાયું ન હોય તો! તેને તે વખતે કોઇએ ખાધું નહોતું." વહુએ સમજણ પાડી કે, "આ ક્ષેત્રવાળા કણબી લોકો દરિદ્રી જેવા હોય છે. તેઓ બમણા આપવા કરીને કણાદિક લાવે છે ને ખેડ કરે છે, હવે જ્યારે ધાન્ય નીપજાવીને ઘેર લાવે છે ત્યાં તો પેલા પૂર્વે ધાન્ય આપનારા (લેણદારો) આવીને તે લઇ જાય છે. એટલે મેં કહ્યું કે, બમણું આપવું કરીને ધાન્ય લાવેલા એટલે તે પ્રથમથીજ ક્ષેત્રને ખાઈ ગયા કહેવાય." વળી શેઠે શંકા પૂછી. "જળ ભરેલી નદી આવી ત્યારે મેં તમને મોજડી ઉતારવાનું કહ્યા છતાં તમે તે કેમ ન ઉતારી?" તે ઉપરથી વહુએ ખુલાસો કર્યો કે, "નદીને વિષે કાંકરા જીવડા આદિ હોય તેના ભયને લીધે મેં તે ઉતારી નહિ. કારણકે, તેથી કાયાને કલેશ થાય." આ પ્રમાણે પુત્રવધુનાં વચનથી બહુ સંતોષ પામતો શ્રેષ્ઠી ઘેર આવી પહોંચ્યો. ત્યાં વહુએ ઘડામાં રહેલાં ભૂષણો બતાવ્યાં. ત્યારથી તેણીને બહુ સન્માન આપી પોતાના ઘરની સ્વામિની કરી સ્થાપી.

અનુક્રમે આયુઃક્ષયે શેઠ દેવલોક પામ્યા. તેની સ્ત્રી પણ સ્વર્ગે ગઇ. એટલે હવે અજિતસેન કુટુંબનો નાયક થયો. તે

વખતે અરિમર્દન રાજાને ચારસોને નવાણું મંત્રી હતા. તે બરાબર પૂર્ણ પાંચસો કરવાની ઇચ્છાથી તેણે પ્રત્યેક નગર થકી માણસોને બોલાવીને એવું પ્રશ્ન પૂછ્યું, "જે મને પાદપ્રહાર કરે તેનો શો દંડ કરવો ?" સર્વેએ ઉત્તર આપ્યો. "તે માણસનો શિરછેદ કરવો." આ ઉત્તર રાજાએ માન્ય કર્યો નહીં. ત્યારે શીળવતીની વિસ્તીર્ણ બુદ્ધિથી તે પ્રશ્નનો ઉત્તર અજિતસેને જઈને રાજાને કહ્યો. "તે પાદપ્રહાર કરનારને નુપૂર આપવાં." એવો પોતે ચિંતવેલો ઉત્તર સાંભળીને રાજાએ તેને સુવસ્ત્રાભરણ આપીને સંતોષ્યો, ને તેને બુદ્ધિવાન્ જાણીને પોતાનો મુખ્ય પ્રધાન કર્યો.

એકદા રાજા છ પ્રકારનું સૈન્ય લઈને પર્યન્ત દેશના રાજા સિંહસેનને જીતવાને નીકળ્યો, ત્યારે તેણે અજિતસેનને સાથે આવવાને આજ્ઞા કરી. તે ઉપરથી એ ચિન્તામાં પડયો. મહાસતી શીળવતીએ ઉદ્વેગનું કારણ પૂછવા ઉપરથી તેણે સ્પષ્ટ કહ્યું. "જો કે તું સુશીળા છે, તોપણ તને ઘરને વિષે એકલી મુકી રાજા સાથે જવાને મ્હારૂં મન માનતું નથી." શીળવતીએ કહ્યું. "ગમે તેમ પણ રાજાનાં કાર્ય કરવાં જોઇએ. મ્હારૂં શીયળ તો નિશ્ચળ સમજજો. એમજ ધારજો કે, દેવ દાનવ આદિ પણ તે ખંડન કરવાને અસમર્થ છે." એમ કહી તેણીએ તેના કંઠને વિષે એક પુષ્પમાળા પહેરાવીને કહ્યું કે, "જ્યાં સુધી આ માળા તમારા કંઠને વિષે કરમાય નહીં, ત્યાં સુધી એમ ધારજો કે મ્હારૂં શીયળ નિશ્ચળ છે." પ્રિયાનાં આવાં વચન શ્રવણ કરી અજિતસેન રાજા સાથે નિશ્ચિંતપણે ગયો. રસ્તે ચાલતાં પુષ્પ વગરની અટવીને વિષે પણ અજિતસેનના કંઠમાં પુષ્પની તાજી માળા જોઈને રાજાએ પૂછયું. "તમારા કંઠને વિષે આ અટવીમાં તાજી પુષ્પમાળા કયાંથી ?" મંત્રીશ્વરે કહ્યું. "એ માળા મ્હારી પ્રિયાએ મ્હારા કંઠને વિષે આરોપી છે; તે તેણીના શીળ પ્રભાવથી નિરંતર કરમાયા વગરની રહે છે." રાજા શીળવતીના શીયળનું સ્વરૂપ સાંભળીને ચમત્કાર પામ્યો.

એકદા તે રાજા પોતાના નર્મમિત્રો (ગમ્મત કરાવનારા મિત્રો) આગળ શીળવતીના શીયળવ્રતની પ્રશંસા કરવા લાગ્યો. એટલે કામાંકુર મિત્રે ઈર્ષ્યાથી કહ્યું. "ચંચળ નેત્રવાળી સ્ત્રીઓને વળી શીયળવ્રત કેવું ?" તે વખતે લલિતાંગે કહ્યું "કામાંકુર મિત્રે કહ્યું એ સત્ય છે." પછી રતિકેલિએ કહ્યું. "એમાં સંશય શો ?" એટલે અશોક બોલ્યો. "શીયળનું ખંડન કરવાને હું જઈશ." તે ઉપરથી કૌતુકી રાજાએ તેને ધન આપીને મોકલ્યો. એ અશોક અબધૂતનો વેષ લઈને ઉત્તમ વસ્ત્ર ધારણ કરી નંદનપુર જઇ શીળવતીના ઘરની પાસે આસન નાંખીને બેઠો. ત્યાં રહ્યો રહ્યો તે પંચમ રાગનાં ગીત પ્રમુખ ગાતો મનોહર અંગવાળો જવા આવવા લાગ્યો તથા સુશીળા શીળવતી તરફ બહુ પ્રકારના કામવિકાર બતાવવા લાગ્યો. એ સર્વ જોઇને સતી વિચારવા લાગી. "નિશ્ચે એ મ્હારૂં શીયળ ખંડન કરવા ધારે છે, પણ એ મૂર્ખ વિચાર કરતો નથી કે, કેસરીસિંહ જીવતો હોય ત્યાં સુધી તેની કેસર (યાળ) કોણ ગ્રહણ કરી શકે ?" એમ વિચારીને તેણે વિકલ્પ વિના પણ ચક્ષુના ખૂણામાંથી તેના તરફ દૃષ્ટિ કરી; તેથી તે હર્ષ પામી ચિંતવવા લાગ્યો. "મ્હારૂં વાંછિત સિદ્ધ થયું; કારણ કે, આ સુમુખીએ મ્હારા તરફ નજર કરી છે." એમ ધારી તેણે દૂતી મોકલી. તે શીળવતીને જઈને કહેવા લાગી. "બાઇ, ત્હારો સ્વામી રાજા સાથે ગયો છે, તેનું કોણ જાણે શું થશે ? ગયો દિવસ ફરી પાછો નહિ આવે; ત્હારૂં યૌવન ભોગ વિના નિષ્ફળ જાય છે." પછી શીળવતી બોલી. "કુળવાન્ સ્ત્રીઓને પરપુરુષ સાથે સંગત તો શું, પણ વાર્તાએ કરવી યુક્ત નથી;" પણ પેલી દૂતીએ ફરી ફરી કહ્યું, તેથી શીળવતીએ કહ્યું કે, "તેને એક લક્ષ સુવર્ણ લઇને પાંચમે દિવસે મોકલજે." દૂતીએ જઈને અશોકને એ વાત કહી. અશોક હર્ષ પામ્યો; ને પ્રથમથી અર્ધલક્ષ સુવર્ણ તેણીને મોકલાવ્યું.

હવે શીળવતીએ પોતાના શીયળની રક્ષાને અર્થે ઓરડામાં એક ઊંડો ખાડો ખોદાવ્યો; તેના ઉપર એક નિષ્કેવળ

તંતુથી ભરેલો પલંગ મૂકયો, ને ઓછાડ પાથર્યો. પાંચમે દિવસે અશોક બાકીના અર્ધલક્ષ સોનૈયા લઇને આવ્યો. શીળવતી બોલી "ભોજન થાય છે અને સ્નાન કરવાને ઉષ્ણજળ મૂકયું છે, ત્યાં સુધી તમે આ પલંગ ઉપર બેસો." તે પ્રમાણે તે તેની ઉપર બેઠો એટલે તે ત્રુટી ગયો, ને અશોક ખાડામાં પડયો! ત્યારથી એક દોરડી વડે તે તેને માટે શરાવલાને વિષે અન્ન પાણી મોકલવા લાગી. પરંતુ અશોકને તો ખાડામાં નરકનું દુઃખ સહન કરવું પડયું.

આ વાતને એક મહિનો થયો. રાજાએ વિચાર્યું. "અશોકની તો ખબર પણ મળતી નથી." એટલે રતિકેલિ તેવીજ પ્રતિજ્ઞા કરીને ત્યાં ગયો. તે પણ અશોકની માફક તેજ ખાડામાં પડયો! એ પ્રમાણે કામાંકુર પણ ત્યાં ગયો, ને પેલા બેની દશાને પામ્યો! તેજ અવસ્થા લલિતાંગની પણ ત્યાં આવવાથી થઇ. આ પ્રમાણે ચારે કુવામાં પડયા; તેમને દોરડે બાંધેલા શરાવલામાં અર્ધ અન્ન પાણી મળતું. નરકને વિષે નારકી જીવોની પેઠે દુઃખ પામતા તેઓએ એક દિવસે શીળવતીને કહ્યું, "અમે ક્ષુધાથી પીડાઇએ છીએ; અમારા જેવા પામર જનો આ પ્રમાણે દુઃખના ભાજન થાય છે. હે સતી! મૂઢ એવા અમે ત્હારૂં મહાત્મ્ય જોયું; હવે કૃપા કરીને અમને આ કૂવામાંથી બહાર કાઢ." શીળવતીએ કહ્યું. "જો તમે મ્હારૂં કહ્યું માનો તો બહાર કાઢું." તેઓ બોલ્યા. "તમે કહેશો તે સુલભ હશે કે, દુર્લભ હશે તોપણ કરીશું." પછી શીળવતીએ તેમને અમુક આજ્ઞા આપી રાખી.

એવામાં તેનો સ્વામિ અજિતસેન આવ્યો, તેને સતીએ પેલા ચારે જણનું વૃત્તાંત ગુપ્ત રીતે કહ્યું. પછી શીળવતી બોલી કે, "એક વાર આપણે રાજાને પરિવાર સહિત ભોજનને અર્થે નિમંત્રણ કરીએ, પછી એમને ઉઘાડા પાડીએ." ત્યાર પછી નોતરૂં આપી રાજાને જમવા બોલાવ્યા. તે જમવા આવ્યા. શીળવતીએ છાની રીતે રસવતી તૈયાર કરાવી મૂકી હતી. હવે

તેણીએ અવસર જાણીને પેલા ચોરોને કૂવામાંથી બહાર કાઢીને ઓરડામાં આસન ઉપર બેસાડયા. તેઓને ન્હવરાવીને ચંદનનો લેપ કર્યો. એવામાં રાજા કહેવા લાગ્યા. "અરે મંત્રી! જમવાનું અસુર થાય છે; અને તમારા ઘરમાં તો રસોઈ પણ કરેલી જણાતી નથી." મંત્રીએ કહ્યું. "હે રાજન્! મ્હારાં ઘરમાં મ્હારી પ્રિયાને વશ એવા ચાર યક્ષો છે, તે જે જે માગશું તે તે આપશે." પછી રાજા સહપરિવાર જમવા બેઠા; એટલે એ યક્ષોની પાસેથી રસોઇ માગી માગીને તેમને જમાડયા. તે જોઇ રાજાએ કહ્યું "હે મંત્રી! જે આ યક્ષો છે, તે પ્રિય અને મનગમતી રસોઈ આપે છે, માટે જો તે આપણી પાસે હોય તો માર્ગમાં રાંધવાની અડચણ વિના સૈન્યને ભોજન મળે." મંત્રીએ કહ્યું. "મ્હારી પ્રિયાને કહીને હું તે તમને આપીશ." પછી શીળવતીએ પેલા ચારેને કહ્યું. "જો તમે મ્હારૂં કહ્યું કરશો, તોજ તમને છોડીશ." પેલાએ હા કહી; એટલે તેમને પેટીમાં બેસાડયા, અને તેમને કહ્યું કે, "આ પેટી રાજાને આપવાની છે. રાજા એક પ્રયાણ કરીને મધ્યાન્હે ભોજન માગે, ત્યાં સુધી તમારે બિલકુલ બોલવું નહીં. જો વચ્ચે બોલ્યા તો મૃત્યુ આવ્યું જાણજો." તેઓએ હા કહી એટલે એ પેટી ભૂપતિને આપી. તે તેણે હર્ષથી સ્વીકારી. એક પ્રયાણ કરી મધ્યાન્હે રાજાએ પેટી ઉઘાડી તેમની પાસે રસોઇ માગી. ત્યારે તે બોલ્યા. "ભોજન વિના તો અમારાંએ ગાત્ર શિથિલ થઇ ગયાં છે, તે તમને તો કયાંથીજ આપીએ?" એ સાંભળી તેમના સ્વર તુરત ઓળખી કાઢી તેમને બહાર કાઢયા; અને શીળવતીનું સ્વરૂપ પૂછયું. તેમણે એ સ્વરૂપ નિવેદન કર્યું. તે સાંભળીને રાજા હર્ષ પામ્યો, અને પાછો આવી શીળવતીના શીળવ્રતની પ્રશંસા કરવા લાગ્યો. "મ્હારી બ્હેન છે" એમ કહીને તેણીને વસ્ત્રાભરણ આપ્યાં. આ વૃત્તાંત ઉપરથી સર્વ લોકો ચમત્કાર પામી બોલવા લાગ્યા, "આ શીળવતી સતીઓમાં શ્રેષ્ઠ છે."

પછી અજીતસેન પોતાની પ્રિયા સતી શીળવતી સાથે સંસાર સુખ ભોગવતો ચિરકાળ પર્યંત સુખમાં રહેવા લાગ્યો.

